# શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા.

વર્ષ ૩. | મણકો ૩–૪.

# સીતા વનવાસ.

પ્રકાશક,

મંગળદાસ આમરભાઈ પટેલ
રામોલકર

સંપાદક–શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા
રામોલ–ગુજરાત.

કિંમત ૦-૧૦-૦.

# અમલદારોને !

## ગઝલ.

અમલદારો અમલદારી મહીની કેફ આવી છે,
ગરિબોએ ગરિબીમાં હજુ એને નિભાવી છે.
અમર પટ્ટે અમલદારી, લખાવી ક્યાંથી લાવ્યા છો ?
પુછે નહી કોઇ તમને તો ખરેખર સહેજ ફાવ્યા છો.
દયાના ડુંગરો તજીને, સત્તાના ડુંગરે ચઢતા;
અમલની કેફ લાવીને, ગરીબોને બહુ દમતા.
પુર્વના પુણ્યના યોગે, તમારી સાહ્યબી રહેશે;
ફકીરી આવીને વળગે, કરેલાં તે બધાં નડશે;
અદલ ઇન્સાફ લેનારો, ખુબાની ત્યાં જરૂર લેશે;
ખરી શિક્ષા દિએ ત્યાં તો, દિલાસો કોણ કો દેશે;
અમલ દિન ચાર ચાંદરણું, મરણની સાથ જવાનું;
ગયા લાખો કરોડો જ્યાં, તમારૂં તેજ થાવાનું.

14584

શ્રી સાહિત્યકુંજ ગ્રંથમાળા મણકો ૩-૪.

શ્રી પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કૃત

# સીતા વનવાસ.

(હિંદીપરથી) અનુવાદક,

ભીખાભાઈ પુરષોતમદાસ—ગોધરા.

છપાવી પ્રસિદ્ધકર્તા,

અંબાલાલદાસ બી. પટેલ રામોલકર

રામોલ (ગુજરાત)

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાભાઈ મંગળદાસે
છાપ્યું—ઠે. પાંચકુવા, અમદાવાદ.

દ્વિતીયાવૃત્તિ પ્રત ૫૫૦ સંવત ૧૯૭૭

વાર્ષિક લવાજમ
રૂ. ૨-૮-૦.

છુટક કીમત
૦-૧૦-૦ આના.

# અનુક્રમણિકા.

# સમર્પણ.

પરમદયાળુ સખાવત બહાદુર.

શ્રીમાન્ મહાશયજી,

નગરશેઠ મગનભાઇ હરિભક્તિ.

નિવાસી વિરક્ષેત્ર ( વડોદરા ).

આપશ્રી દયાની મૂર્તિ છો, પ્રાણિ માત્ર પ્રતિ આપશ્રીનો અહિરનીશ ઇશ્વરી પ્રેમ રહે છે. વડોદરા શહેરની તેમ રાજ્યની સામાજીક, નૈતિક, ધાર્મિક, રાજનૈતિક ઉન્નતિની સિદ્ધિયુકત પ્રવૃત્તિમાં ચીરકાળ પ્રેરણા પ્રેરનાર કાર્ય માટે કર્ત્તવ્ય કરવા તન, મન, અને ધનનો વ્યય કરનાર દાનેશ્વરી દાતાને, રામચંદ્રજીનો રાજધર્મ, સીતામાતાનો સતીધર્મ અને લક્ષ્મણજીનો ભ્રાતૃધર્મ અને મનુજ ધર્મ તેમ કરૂણ રસથી યોજાએલ "**સીતા વનવાસ**" ગ્રંથ આપશ્રી નગરશેઠના કરકમળમાં ઘણા આનંદથી સમરપિત કરૂં છું.

હું છું આપનો નમ્ર સેવક,

અંબાઈદાસ બી. પટેલ, રામોલકર.

સંપાદક:—શ્રી સાહિત્યકુંજ

ગ્રંથમાળા કાર્યાલય.

# "આભાર સ્વીકાર" અને સમાલોચના.

નીચેનાં પત્રો અમોને આ માળાના બદલામાં મળ્યાં છે, તેનો સ્વીકાર કરવામાં આવે છે.

"પટેલબન્ધુ"—( માસિક પત્ર ) વર્ષ ૧૩ અંક ૬—૨. પ્રકાશકઃ—વલ્લભભાઇ માવજીભાઇ પટેલ. પાટીદાર યુવક મંડળ. કદ રોયલ આઠપેજી ૭ ફર્મા. વાર્ષિક લવાજમ રૂ. ૧—૮—૦ સુરત.

આ પત્રે તેના રૂપમાં મોટો ફેરફાર કર્યો છે, વિષયો રાષ્ટ્રિય પક્ષના સ્વતંત્રાએ ચર્ચવામાં આવે છે, આ પત્રએ પોતાની બાલ્યાવસ્થામાં ઘણાં સંકટો સહન કર્યાં છે. પાટીદાર યુવક મંડળના હસ્તે જ્યારથી વ્યવસ્થા ગઇ છે ત્યારે આ પત્રમાં ખાસ જાણવા જેવી બાબતો લક્ષ્ય પૂર્વક લખાય છે.

ધન્વન્તરિ—( માસિક પત્ર ). વરસ ૧૪ અંક ૨—૩. તંત્રી ભોગીલાલ ત્રિકમલાલ વકીલ એફ, એ. વી. યુ. વિસનગર ( ઉત્તર—ગુજરાત ) લવાજમ રૂ. ૨—૦—૦ વૈદકના વિષયો ખાસ મનન કરવા યોગ્ય લખાય છે. આવાં પત્રોથી આપણા દેશ માંહિના નષ્ટપ્રાય થયેલા આયુરવેદનો પુનરોદ્ધાર કરવાની તેમ તેના ગ્રાહક થઇ ઉતેજન આપવાની ખાસ આવશ્યક્તા છે.

"ખેતીવાડી વિજ્ઞાન"—( માસિક ) તંત્રી દુલેરાય સી. અંજારીઆ, લવાજમ રૂ. ૨—૦—૦ વાંસદા જીલ્લે સુરત.

ભારત વરસ દેશનો મુખ્ય આધાર કૃષિ વાડી ઉપર રહેલો છે, જ્યાં સુધી આપણે ઉત્તમ પ્રકારે ખેતીવાડી નહી કરીએ ત્યાં સુધી આપણે પછાત રહીશું. આ માસીક લગભગ ૯ નવ વરસથી પ્રસિદ્ધ કરવામાં આવે છે. પ્રથમ ગુજરાતમાંથી "ખેડુત" અને ચાંગા–ગુજરાતથી "કૃષિ વિજય" નામનાં પત્રો પ્રકટ થતાં હતાં. પરન્તુ ત્હેને ગુર્જર પ્રજાએ ઉત્તેજન નહિ આપવાથી ભવિષ્યમાં બન્દ પડયાં હતાં. રા. ડી. સી. અંજારીઆનું ખેતીને ઉપયોગી પત્ર પ્રસંસનિયતેમ, કૃષિવાડીની સેવા રૂપ નિવડો. અને ગુર્જર પ્રજા આવા ઉપયોગી વાંચનને ઘણા હર્ષથી વધાવી લેશે એમ અમો ઇચ્છીશું.

**કર્મવીર** ( માસિક પત્ર ) વરસ ૧ લું અંક ૯ મો તંત્રી રણછોડલાલ હરિલાલ ભટ્ટ. વાર્ષિક લવાજમ રૂ. ૨–૭–૦ અમદાવાદ, વિષયો ખાસ મનન કરવા યોગ્ય લખવામાં આવે છે. માસિકમાં ખાસ વિદ્વાન અને કેળવાયલા લેખકોના લેખો પ્રસિદ્ધ થાય છે માસિક મિલ મજુરોની સેવાર્થે પ્રકટ થાય છે એકેક અંક એક એકને ચઢે તેવો નીકળે છે, ખરેખર કર્મવીરથી અમોને વધરે સંતોષ થાય છે. પ્રભુ આવા વાંચનની દિન્ન પ્રતિદિન વૃદ્ધીને પામો જેથી અમારા કંટકમય માર્ગો ખુલ્લાં થાય.

"**શ્રી સ્વામિનારાયણ**" ( માસિક ) વરસ ૨લું અંક ૮ મો તંત્રી માધવલાલ હલસુખરામ કોઠારી રાયપુર વડની પોળ લવાજમ રૂ. ૨) આ પત્રમાં સ્વામિનારાયણ સંપ્રદાયને લગતા વિષયો ચર્ચાય છે તે સંપ્રદાયના વાંચકોને ખરેખર પત્ર ઉપયોગી છે.

"बालजीवन"—( માસિક ) વરસ ૧ લું અંક ૭ મો. લવાજમ રૂ. ૩) તંત્રી કમળાકાંત, શેટ બીલ્ડીંગ, લેમીન્ગ્ટન રોડ મુંબાઇ નં. ૭.

"બાલજીવન" તે બાલજીવન છે ખરેખર આ પત્ર બાળકોનું જીવનજ છે. આવા બાલ સાહિત્યને પ્રત્યેક ગ્રહસંસારીએ ગ્રાહક થઇ સહાય કરવાની જરૂર છે. આ પત્ર વાંચવાથી અમો ઘણા સંતોષી થયા છીએ. અમારાં બાળકો બાલજીવન વાંચી ઘણા ખુશી થાય છે. ગ્લેઝ કાગળો પર છપાઇ સચિત્ર આર્ટ પેપરના ટાઇટલથી આકર્ષિત કરી પ્રકટ કરવામાં આવે છે. ગુજરાતી બોલનારી આર્ય પ્રજામાં આવા સાહિત્યની ખાસ આવશ્યકતા છે, આશા છે કે વાંચક બન્ધુઓ આ પત્રના ગ્રાહકો થઇ સહાયરૂપ નીવડશે એવી અમે આશા રાખીશું.

"वनिताविज्ञान"—( માસિક ) વરસ ૧૩ મું અંક ૨ જો. લવાજમ રૂ. ૨) બે, અધિપતિ બાજીગૌરી દોલતરામ મુનશી અને શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર ઠે. વનિતાવિશ્રામ સુરત.

આ પત્રમાં સ્ત્રીઓ ઉપયોગી સ્ત્રીઓના સ્વહસ્તે જ દર માસે લખાણ લખી લેખો પ્રકટ કરવામાં આવે છે. પ્રત્યેક ગૃહમાં આવાં સ્ત્રી ઉપયોગી માસિકો વાંચવાને અમારી ખાસ ભલામણ છે.

"धारवु" ( માસિક ) વરસ ૨ જુ અંક ૯–૧૦–૧૧ લવાજમ રૂ. ૨) તંત્રી જીવરામ કાલીદાસ ગોંડલ–કાઠીઆવાડ.

આ પત્ર આજકાલ બે વરસથી સ્વતંત્ર વૈદકના લેખોથી પ્રકટ કરવામાં આવે છે. વિષયો વૈદકના મનન કરવા યોગ્ય છે. મી. રપ વૈદની અમો ફતેહ ઇચ્છીએ છીએ.

"ન્યાયદર્શક"—(અઠવાડીક) વર્ષ ૧ લું તંત્રી એમ. એમ. શાહ લવાજમ રૂ. ૪) ચાર હિંદમાં મુ. અમદાવાદ.

આ પત્ર અમોને નિયમિત મળે છે. પત્રના નામ પ્રમાણેજ તેના ગુણો છે, અસહકારનું ચુસ્ત હિમાયતી છે. તેના કદના પ્રમાણમાં લવાજમ કાંઇ વિશેષ નથી. આ પત્રના વાંચનથી અમોને વધારે સંતોષ થાય છે. ઇચ્છીશું કે આ પત્રના સદ્‌વિચારોને પ્રભુ ! પુર ભરતીમાં આણો.

"વેપારી જગત"—વરસ ૧ લું અંક ૭ રૂ. લવાજમ ૧–૮–૦ તંત્રી જયન્તીલાલ હાથીભાઈ અમીન, મસ્કતી મારકીટ અમદાવાદ.

આ પત્રનો જન્મ માસિકના રૂપમાં થયો હતો એઅંક અંકથી લવાજમમાં ૦–૮–૦ નો વધારો કરી પાક્ષિક કરવામાં આવ્યું છે. વેપારી જગત્‌થી અમોને ઘણો સંતોષ થાય છે. ખરેખર આ પત્ર વેપારનું નવજીવનજ છે, લવાજમ મસ્કતી મારકેટના આશ્રયથી નહિ જેવું રાખવામાં આવ્યું છે. મી. અમીન એક સારા લેખક અને ઉત્સાહી હોઇ આ પત્રને દિન પ્રતિદિન ઉમદા લખાણોથી આભૂષિત કરશે એમ ઇચ્છીશું. પ્રત્યેક વહેપારી બન્ધુએ આવા ઉપયોગી તેમ સસ્તા લવાજના પત્રને ઘણા હર્ષથી વધાવી લેવા અમારી નમ્ર વિનંતી છે, આશા છે કે આ ખાળાના ગ્રાહકો પણ ગ્રાહકરૂપી સહાય કરી તે પત્રના અભ્યુદયમાં ઉપયોગી નિવડશે.

"ભારતસેવા"—(અઠવાડીક) વરસ ૨ જું લવાજ રૂ. ૩–૮–૦ તંત્રી હરજીવન કાલીદાસ મહેતા, મેરીન કોરીલેન બેંક સ્ટ્રીટ, કોટ મુંબાઇ.

ભારતસેવા સ્વતંત્રતાએ લખવામાં આવે છે, વિષયો એકંદરે ઠીક લખાય છે.

"ग्राम्य स्वराज्य"—(અઠવાડીક) વર્ષ ૧ લું લવાજમ રૂ. ૪) ચાર તંત્રી રામરાય મોહનરાય વકીલ બી. એ. એલ. એલ. બી. અમદાવાદ.

આ પત્ર "નવજીવન" ની સ્ટાઇલેજ પ્રસિદ્ધ થાય છે. અમો તેને નિયમિત વાંચીએ છીએ, હજુ પણ ગ્રામ્ય જીવનને લગતા વિષયો પ્રસિદ્ધ થાય તો પત્ર ઘણું ઉપયોગી નિવડે. અમો ગ્રામ્ય સ્વરાજ્યની સંપૂર્ણ રીતે ફતેહ ઇચ્છીએ છીએ.

"वडोदरा वर्तमान"—(અઠવાડીક) મેનેજર ઝવેરભાઇ દાદાભાઇ વડોદરા.

આ પત્ર લગભગ ૧૦ વરસથી વડોદરામાંથી પ્રસિદ્ધ થાય છે. લખાણો સાસુ વહુની લઢાઇને લગતા નહિ પણ રાષ્ટ્રીય પક્ષનાં આદર્શરૂપ લખાય છે. લવાજમ નહિ જેવું રૂ. ૨-૯-૦ રાખવામાં આવ્યું છે. તે કંઇ વધુ નથી વડોદરા રાજ્યની પ્રજાને તેમ અન્ય વાંચકોને આ પત્ર ઘણું ઉપયોગી છે. વિષયો એક એકના ચઢતા ક્રમે ચચોય છે. "વર્તમાન" થી અમોને વધારે સંતોષ થાય છે. અમે તેથી સફળ ઇચ્છીએ છીએ.

આ શીવાય "વૈદકલ્પતરૂ" માસિક અમદાવાદ, "હિંદ વિજય" અઠવાડીક વડોદરા, "હિતેચ્છુ" અઠવાડીક કરાંચી, "નાગર ઉદય" માસિક અમદાવાદ વિગેરે પત્રો મળ્યા છે. અભિપ્રાય હવે પછીના પુસ્તકમાં પ્રકટ કરીશું.

અંબાઇદાસ રામીલર.
સંપાદક સાહિત્યકુંજ ગ્રંથમાળા.

# નિવેદન.

પ્રિય વાંચક બન્ધુઓ !

આ માળાનો ૩-૪ મણકો " સીતા વનવાસ " આપ શ્રી બંન્ધુઓની સેવામાં રજુ કરતાં મને વધારે સંતોષ થાય છે. આગળના ગ્રંથના નિવેદનમાં દસબાર ફર્માનું પુસ્તક આપવાનો અમોએ નિશ્ચય કર્યો હતો પરંતુ તેટલો ગ્રંથ જલદી લખાઈ તૈયાર નહિ થયો હોવાથી તાત્કાલીક સીતા વનવાસ આપવાનું નક્કી કર્યું.

આ પુસ્તકના કર્તા સાહિત્ય પ્રેમી મહાશય ભીખાભાઈ પુરૂષોતમ વ્યાસ ગોધરાકરને આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકટ કરવાને પૂછાવ્યું. તેના ઉત્તરમાં તેઓશ્રીએ કાંઇ પણ બદલો લીધા શિવાય નિઃસ્વાર્થ પણે બીજી આવૃતિ પ્રકટ કરવાની આ કાર્યાલયને પરવાનગી આપી જેથી તેમનો આ સ્થળે અમો આભાર માનિયે છીએ.

આ માળાને ગ્રાહકો ઈત્યાદિકમાં આ વખતે પીજના વતની હાલમાં લૅાન્ડીઆની બી. ઇસ્ટ આફ્રીકામાં વસનાર મારા મિત્ર છોટુભાઇ મોતીભાઇનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. દ્વિતીય પત્રિકામાં આ માળાને તેઓએ સારા ગ્રાહકો મોકલાવી આપવા મને સૂચવ્યું છે. આ મુજબ અમારા સ્નેહી સહધ્યાયીયો અને ગ્રાહક બન્ધુઓ એકેક ગ્રાહક કરી મોકલે તો આ માળાનું કાર્ય બોજા રૂપ નહિ નિવડે.

અઢી રૂપીઆની નજીવી રકમમાં બે હજાર પૃષ્ટનું વાંચન આવી મોંઘવારીમાં આપવાનો અમોએ નિશ્ચય કર્યો છે તેની કદર

અમારા ગ્રાહક બંધુઓએ કરવાની છે. તો આશા છે કે અમારી આ અપિલને દરેક વાંચકો લક્ષમાં લઈ બનતા ગ્રાહકો કરી મોકલશે.

૫-૬ પુસ્તક તરીકે "કોકશાસ્ત્ર" અગરતો "રાજબાળા" આપવા વિચાર નક્કી કર્યો છે. બન્ને પુસ્તકોમાંથી પ્રથમ જે પુસ્તક પ્રથમ તૈયાર થશે તે રવાના કરવામાં આવશે એટલે ઉઘરાણી કરવાની ગ્રાહકોને જરૂર નથી.

લી. સાહિત્ય સેવક
અંબાલાલ શામળકર.

---

# પૂર્વ કથન.

આ પુસ્તકનો જન્મ સાહિત્ય ક્ષેત્ર બંગાળામાં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના હસ્તથી થયો હતો. આ પુસ્તક અને 'શકુન્તલા' તેમની લેખક તરીકેની કૃતિઓમાં વધુ આવકારદાયક બન્યાં, અને તેનું વાંચન, બાળ, યુવાન, વૃદ્ધ પુરુષ અને સ્ત્રીઓમાં આનંદપૂર્વક થવા લાગ્યું.

સીતાજીનું ચારિત્ર સર્વ હિન્દુભાઇઓને પરિચિત છે. શ્રી પુરુષોત્તમ ઇશ્વરાવતાર રાજમણી રામચંદ્રજી ભગવાનની પત્નીને પ્રત્યેક ધાર્મિક માણસ જગતજનની માની પૂજે છે. તેમનું ચારિત્ર સર્વોત્તમ આદર્શ રૂપ હોવાથી અનુકરણીય છે, તેમ અવતારવાદીઓ નથી તેવા પણ માને છે, અને સીતા આદર્શ મહિલા હોવાથી તેમનું ચારિત્ર સમાજ, જાતિ અને ગૃહિણીઓના હૃદયપટપર ઉતારવા તેઓ બનતો પ્રયત્ન કરે છે. અરે ! એટલે સુધી કે સીતાસમાણી આદર્શ સ્ત્રીને માટે વિદેશીઓ પણ માનની લાગણીથી જુએ છે ! ! !

આ પુસ્તકમાં સીતાના પુનર્ વનવાસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પ્રથમ વનવાસ–રામ સાથેનો તો સુપ્રસિદ્ધ છે, પરંતુ આ કથા ઘણી ખરી અપરિચિત છે. કવિવર ભવભૂતિએ 'ઉત્તર રામચરિત' માં જે કથા લખી છે. તેજ કથાના આધારે આ પુસ્તકની ઘટનાઓનું વર્ણન કર્યું છે.

આ પ્રમાણે આવા સારા પુસ્તકની જરૂરીઆત હોવાથી

હિન્દીમાં પણ પંડિત ઇશ્વરીપ્રસાદ શર્મા જેવા સુપ્રસિદ્ધ હિન્દી લેખકના હાથે અનુવાદ કરાવી 'વર્મ્મન કંપની–મુજફ્ફરપુર તરફથી હિન્દી વાંચકોના કરકમળમાં આ પુસ્તક મૂકાઇ ચૂક્યું છે. ને તેજ હિન્દી પુસ્તકના આધારે કંઇક કંઇક ફેરફાર સાથે આ પુસ્તકનો જન્મ ગુજરાતી ભાષામાં ત્રીજી વખત થાય છે. જેને ગુર્જર પ્રજા પ્રેમથી વધાવી લઇ તેમાં નીકળતો સાર ગૃહસ્થ અને ગૃહિણીઓ પોતાના જીવન વ્યવહારમાં મૂકશે એવી આશા એજ લેખકનો આશય !!!

આ પુસ્તક હિંદી 'રમણી રત્નાવળી'નું પુસ્તક છે. તે માળાની ચાલક 'વર્મ્મન કમ્પની' તરફથી આ પુસ્તક તેમજ અન્ય નીકળનાર પુસ્તકનું ભાષાંતર કરી ગુજરાતમાં પ્રચાર કરવા માટે મને અનુમોદન મળ્યું છે. જેથી આવાંજ સ્ત્રી ઉપયોગી પુસ્તક આપ સમક્ષ રજુ કરવામાં ઇશ્વરેચ્છાએ પ્રવૃત્તિ કરવા ચૂકીશ નહિ.

× × × × ×

આ પુસ્તક સંવત ૧૯૭૬ માં વિજયાદશમીએ પ્રગટ કર્યું અલ્પ સમયમાં સારી પ્રત ખપી છે. થોડી પ્રત હજી સિલિક છે. છતાં આ માળાના સંપાદકની તિવ્ર લાગણીને મારી લાગણી એકત્ર થતાં મેં તેમને આ માળાના પુસ્તક તરીકે સીતા વનવાસ બીજી આવૃત્તિમાં પ્રકટ કરવા સહાનુભુતિ આપી છે. તે વાંચક બંધુઓ પણ અમારા કાર્યમાં મળતા થઇ આવા સરસ ચારિત્રની કિંમત સમજી શકે એ ઇચ્છા દાબી શકાતી નથી. અસ્તુ.

# અનુવાદકનું નિવેદન.

આ પુસ્તક ગુર્જર વાચક વૃંદ સમક્ષ મુકતાં અત્યાનંદ થાય એ બનવા જોગ છે. આ સમય સંસારમાં એક નવો યુગ શરૂ થવાનો હોય, તેવાં ચિન્હોનો જણાય છે. આ સમયનું પરિવર્તન સમાજ, જાતિ અને વ્યક્તિ દરેકને ચેતનતામાં લાવનાર છે. પુરૂષ અને સ્ત્રી બન્નેનું જીવન મજબુત પણે ટકી શકે તેવું બનાવવાની જરૂર છે. પુરૂષોમાં તો આમ કંઇક પ્રવૃત્તિનો પ્રભાવ નજરે પડે છે. પરંતુ સ્ત્રીઓને પણ પોતાનો સત્ય ધર્મ શું છે? તે કેમ પ્રાપ્ત કરી શકે, તે સમજાવવાની જરૂર છે. કેમકે પુરૂષ અને સ્ત્રી એકજ અંગ હોઇ એક વિના બીજું ટકી શકે તેમ નથી, 'સ્ત્રીઓની ઉન્નતિ વિના દેશોન્નતિ કઠિન છે' અને તે 'નૈતિક બળનીજ ઉન્નતિ.' જેથી તેમની ઉન્નતિને અર્થે પ્રથમ પ્રગથીયું સારી કેળવણી–જ્ઞાન આપવા સારૂં સારાં સારાં પુસ્તકોનું વાંચન તૈયાર રાખવું; ને તે વંચાવી આચારમાં ઉતરાવવા પ્રયત્ન કરવો.

અત્યાર સુધી કેટલાંક પુસ્તકો બહાર પડે છે. દરેકમાં કંઇને કંઇ ન્યુનતા હોવાથી તેમાં કંઇક અંશ વધારી આપણા સ્ત્રી સાહિત્યમાં વધારો કરવો અને ગુર્જર રમણીઓને વાંચન તૈયાર કરી આપવું તે આપણી ફરજ છે. પુસ્તકો, માસિકો વગેરે સાહિત્ય વાંચનના સાધનો વધુ પ્રમાણમાં પુરૂષ વર્ગને ઉપયોગી થઇ પડે છે અને સ્ત્રી વાંચનમાં અપૂર્ણતા રહે છે. આ પ્રમાણે વિચારો

આપણા ગુજરાતમાંજ ઉદ્ભવે છે તેવું નથી. પરંતુ સર્વત્ર તેજ પ્રશ્ન ઉઠે છે.

આ પુસ્તક વાંચવાથી ખરેખર કંઇ જુદોજ આનંદ પ્રાપ્ત થાય એવો સ્વાનુભવ હોવાથી આ સાહસ ખેડયું છે. તેમાં ખાસ કરીને રામચંદ્રજીનો રાજધર્મ, સીતામાતા સતી ધર્મ, ધૈર્યતા; અને લક્ષ્મણજીનો ભ્રાતૃધર્મ તથા અનુજ ધર્મનો ચિતાર આબેહુબ આપવામાં આવ્યો છે. તેથી કરી આ પુસ્તક સર્વોપયોગી થઇ પડે એ નિઃસંદેહ છે.

છેવટે આ પુસ્તકના પ્રથમ જન્મદાતા શ્રી. પં. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, શ્રી. પં. ઇશ્વરીપ્રસાદ શર્મા અને શ્રી. શીવપ્રસાદજી ખન્નાનો આભાર માની, મારો હિંદીપરથી ગુજરાતીમાં ભાષાંતર કરવાનો આ પ્રથમ પ્રયોગ હોવાથી તેમાં થયેલા કંઇક દોષો માટેની ક્ષમા યાચી વિરમીશ.

અનુવાદક

ભીખાભાઇ પુ૦ વ્યાસ.

# પંડિત ઈશ્વરચંદ્રનું ટુંક જીવન.

બંગાળાના ગદ્ય સાહિત્યના જન્મદાતા દયાસાગર પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનો જન્મ મેદનીપુર જીલ્લાના વીરસીંહ ગામમાં ૧૨ મી આશ્વિન સન ૧૨૨૭ ( ઇ. સ. ૧૮૨૦ ) માં થયો હતો. તેમના પિતાનું નામ ઠાકોરદાસ બન્દોપાધ્યાય અને માતાનું નામ ભગવતીદેવી હતું. ઠાકોરદાસ ટુંક પગારના નોકર હોવાથી પરદેશમાં પોતાની સાથે કુટુમ્બો રાખી શકે તેમ ન હતું. જેથી મા અને દાદીની પાસે પોતાના–વતનની પાઠશાળામાં ઇશ્વરચંદ્ર અભ્યાસ કરવા લાગ્યા. ત્યાર પછી નવ વર્ષની ઉમ્મર હોવા છતાં પગે ચાલીને કલકત્તે આવ્યા. વચ્ચે આવતા માઇલના માપ દર્શાવતા પત્થરો જોઇ તેમણે અંગ્રેજી અંક યાદ કરી લીધા. અંગ્રેજી કહેવત છે કે–' Child is the father of the man ' આ કહેવત વિદ્યાસાગરને બરાબર લાગુ પડી. અને ભવિષ્યમાં આ પુરૂષ વ્યક્તિ અદ્વિતયવ્યત તરીકે ઓળખ પામશે એ તેમણે નાની વયમાં બતાવી આપ્યું હતું.

કલકત્તે આવી સ. ૧૮૨૭ માં સંસ્કૃત કોલેજમાં અભ્યાસ માટે દાખલ થયા. અસાધારણ બુદ્ધિ, પ્રબલ યત્ન અને મહા પરિશ્રમથી તે પ્રત્યેક વર્ષે પરિક્ષામાં ઉંચા નંબરનાં ઇનામ મેળવવા ભાગ્યશાળી નીવડયા. અલ્પ સમયમાં સંસ્કૃત, વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, ન્યાય વ્યવહાર વગેરે સર્વ શાસ્ત્રોમાં સંપૂર્ણ પ્રવિણતા મેળવી. ઇ સ. ૧૮૪૦ મા ' વિદ્યાસાગર ' ની પદ્વી

મળવી કોલેજમાંથી નીકળ્યા. તે જ્યારે ભણતા હતા, ત્યારે તેમના બીજા બે ભાઇ પણ કલકત્તા આવ્યા હતા. તેમના પિતાની આવક ઓછી હોવાથી તેઓની શક્તિ નોકર, રસોઇઓ કંઇ રાખી શકે તેમ નહતું. જેથી ઇશ્વરચંદ્ર ઘરનું સર્વ કામ કરતા અને ખાવા વગેરે કરી, પોતે જમતા ને બીજાને જમાડતા. આ પ્રમાણે બન્ને વખત સવાર સાંજ ખાવા વગેરે કરવામાં પોતાનો સમય જતો તેથી અભ્યાસ માટે બીલકુલ વખત મળતો નહિ થોડો વખત મળતો તેમાં કંઈ યાદ કરતા.

સને ૧૮૪૧ ના એપ્રિલ માસમાં વિદ્યાસાગર રૂ. ૫૦) ના માસિક પગારથી ફોર્ટ વિલીયમ કોલેજમાં ઉપશિક્ષક તરીકે જોડાયા. આ કોલેજ વિલાયતથી નવા આવેલા સાહેબ લોકોને દેશી ભાષા શીખવવા માટે સ્થાપવામાં આવી હતી. હમેશાં સાહેબ લોકોના સહવાસમાં રહેવાનું હોવાથી તેમને અંગ્રેજી અને હિન્દી શીખવાની જરૂર પડી. પોતાની બુદ્ધિથી તે બન્ને ભાષાઓ થોડા વખતમાં શીખ્યા. આથી ખુશ થઇ સાહેબ લોકોએ ઈ સ. ૧૮૪૬ માં તેમને ઉચ્ચ પદે સ્થાપ્યા. પરંતુ કોઇ બાબતમાં ઉપરી અધીકારીઓનાં મન ઉંચા થવાથી બીજે વરસે તેમણે તે પદ છોડી દીધું. ત્યાર પછી ઇ. સ. ૧૮૪૭ માં ફોર્ટ વિલીયમ કોલેજમાં ભણતા સાહેબો માટે બંગાળી ભાષામાં ‘ વૈતાળ પચીશી ’ નામનું પુસ્તક લખ્યું. ઇ. સ. ૧૮૪૯ માં તેજ કોલેજના મૂખ્ય લેખક તરીકે રૂ. ૮૦) ના પગારથી નિમાયા. ઇ. સ. ૧૮૫૦ માં રૂ. ૯૦) ના પગારથી સંસ્કૃત કોલેજના સાહિત્ય અધ્યાપક તરીકે નિમાયા. ઇ. સ. ૧૮૫૧ માં પ્રથમ તે કોલેજમાં પ્રિન્સીપાલની જગાની નીમણુક થઇ. તેજ

પદે વિદ્યાસાગર રૂ. ૧૫૦) ના પગારથી કાયમ થયા. આજ પદે તેમનો પગાર રૂ. ૩૦૦ સુધી થયો. આ સિવાય સરકારે રૂ. ૨૦૦) મહીને વધુ પગાર આપી વિદ્યાલયોના ઇન્સ્પેક્ટર તરીકેનું કામ સોંપ્યું. આ કામ કરતી વખતે તેમણે ડૉ. હેલીડની સાથે મળી દેશમાં સ્થળે સ્થળે કન્યાશાળાઓ ઉઘાડી. આ સમયે યંગ નામના એક યુવક સીવલીયન, શિક્ષણ વિભાગના ડાયરેક્ટર બની આવ્યા. તેમની સાથે કોઇ કોઇ બાબતમાં વિદ્યાસાગરને મતભેદ પડયો. જેથી તેઓને એક બીજાને બનતું નહિ. પાંચ છ મહિના બાદ બાલિકાઓ માટેના વિદ્યાલય માટેનું એક બીલ વિદ્યાસાગરે મૂકયું. તે બીલ યંગ સાહેબે નામંજૂર કર્યું. આ ઉપરથી તેઓએ પોતાની સરકારી નોકરી છોડી દીધી.

વિદ્યાસાગરનું હૃદય ઘણું દયાળુ હતું. તેમણે હિન્દુ બાલ-વિધવાઓના દુઃખથી દુઃખી બની, વિધવા વિવાહ હિન્દુ શાસ્ત્રોને અનુકૂળ છે એવાં પ્રમાણો આપી એક પુસ્તક લખ્યું. સમગ્ર દેશમાં ભારે કોલાહલ મચી રહ્યો અને સર્વ વિદ્યાસાગરને કરડી નજરથી જોતા થયા. કેટલાકે તો તેમનો જીવ લેવાનો ઇરાદો સુદ્ધાં કર્યો હતો. આ બધું સહન કરી પોતે સ્થિર ચિત્તથી પોતાનું કાર્ય આગળ વધારતા ગયા. અને ઇ. સ. ૧૮૫૬ માં સરકાર પાસે વિધવા વિવાહનો કાયદો પસાર કરાવ્યો, અને તેઓએ આગળ પડી દેશની કેટલી વિધવાઓનો વિવાહ કરાવ્યો. એટલુંજ નહિ પરંતુ પોતાના એકના એક છોકરા નારાયણચન્દ્રનાં લગ્ન પણ એક વિધવા સાથે કરાવ્યાં. આ ઉપરથી તેમનામાં ચિત્તની સ્થિરતા અને નિર્ભયતા તથા દઢતા વગેરે ગુણોનું સંપૂર્ણ ભાન થાય છે.

સરકારી નોકરી છોડયા પછી પુસ્તકો લખવાં તે તો તેમનો એક રોજગાર થઇ પડયો. તેમણે પુસ્તકો લખી જે દ્રવ્ય પેદા કર્યું છે, તેટલું તે સરકારી નોકરીમાં પેદા કરી શકત નહિ. તેમના લખેલાં પુસ્તકો બંગાલી સાહિત્યમાં અમૂલ્ય છે. તેમનાં લખેલાં પુસ્તકો, વાસુદેવ ચરિત્ર, શકુન્તલા, વૈતાળપચીશી, બોધોદય, સંસ્કૃત વ્યાકરણ, વ્યાકરણકૌમુદીના એકથી ચાર ભાગ, વર્ણપરિચય પહેલો, બીજો ભાગ, ચરિતાવલી, કથામાલા વગેરે પુસ્તકો પોતે લખી યા ભાષાંતર કરી પ્રગટ કર્યા છે. તે શિવાય બીજાં કેટલાં પણ છે. આ પુસ્તક 'સીતાવનવાસ' પણ તેમણે ઉત્તર રામચરિત્રને આધારે લખી અમૂલ્ય પ્રસાદી આપી છે.

ત્યારબાદ આખ્યાન મંજરી ભાગ ૧, ૨; વિધવા વિવાહ વિચાર; વધુ વિવાહ વિચાર ભાગ૧, ૨; ભ્રાન્ત વિલાસ (શેકસપિયરના Comedy of Errors નું ભાષાંતર) વગેરે પુસ્તકો લખ્યાં છે. આવી રીતે તેમણે કુલ (૫૨) પુસ્તક પ્રકટ કર્યા છે. (૧૭) સંસ્કૃત, (૩૦) બંગાલી અને (૫) અંગ્રેજી.

તાત્પર્ય એ છે કે, બંગાલી સાહિત્યના તે પિતા હતા. સાથે સાથે તેઓ 'સોમ પ્રકાશ' નામનું પત્ર પ્રગટ કરતા હતા. અને બીજાં પત્રોમાં લેખોની પ્રસાદી આપ્યા કરતા હતા. કેટલાંક પુસ્તક તો વૃદ્ધાવસ્થા થવાથી અપૂર્ણ રહ્યાં છે.

તેઓએ ગરીબોની મદદ કરવામાં પાછી પાની કરી નથી ઇ. સ. ૧૮૬૬–૬૭ ના દુકાળ પ્રસંગે અન્ન અને કપડાં ગરીબોને વહેંચી કેટલાકના જીવ ઉગાર્યા હતા. આ પ્રમાણે લાખો રૂપીઆ ગરીબોની સેવામાં વાપર્યા છે.

વિદ્યાસાગરની કીર્તિને હદ નથી. તેમના સ્થાપેલાં 'મેટ્રોપોલિટન કોલેજ અને તેની પાસેના ગામની ફ્રી ઇંગ્લીસ હાઇસ્કુલ

મુખ્ય છે. ઇ. સ. ૧૮૭૩ માં પોતાનાજ ખર્ચે મેટ્રોપોલિટન કોલેજને બીજા નંબરની કોલેજ અને ઇ. સ. ૧૮૭૮ માં પહેલા નંબરની કોલેજ બનાવી દીધી છે. આ કોલેજની પરિક્ષાનાં પરિણામ ઘણાં સારાં આવ્યાં છે. જેમ તે પૈસા કમાતા તેમ તે આ કોલેજના ખર્ચમાં પુસ્તકાલય, યંત્રાલય મકાન વિગેરેમાં ખર્ચતા હતા. તેમના મરણ પછી આ કોલેજની વ્યવસ્થા એક કમિટિના હાથમાં છે. તેઓ પોતાના ગામના વિદ્યાલયોમાં ઘણા ગરીબોને ખોરાકી અને કપડાં આપતા હતા.

તેમનું હૃદય જેવું કોમળ હતું તેવુંજ તેમનામાં બળ હતું. કોઇ ગરીબને જોઇ પીગળી જતા પરંતુ કોઇનામાં દુષ્ટ ગુણ જોઇ જતા તો તે ઘણા ખીજવાઇ જતા હતા. બીજાના અપરાધની ક્ષમા કરતા. પરંતુ પોતાના માણસોના અપરાધને ક્ષમા કરતા નહતા. અને તે પોતાના પરિવારના માણસોનાં ચારિત્ર સુધારવા ઘણી કાળજી રાખતા. તેઓએ પોતાના એકનાએક પુત્ર નારાયણચંદ્રમાં અવગુણ જોઇ તેનો ત્યાગ કર્યો હતો. માતા પિતાની ભક્તિ કરતા હતા. પોતાના માબાપના મરણ પ્રસંગે નાના બાળકની પેઠે ખૂબ રોયા હતા.

ઇ. સ. ૧૮૯૧ જુલાઇની ૩૦ મી તારીખે રાતના સમયે ભારત માતાના સદ્‌ગુણી સંતાન, સર્વને શોકસાગરમાં ડુબાવી પોતાની મૃત્યુ લોકની લીલા પૂર્ણ કરી અમરધામ ચાલ્યા ગયા. તેમના જવાથી દેશે જે રત્ન ખોયું તેવું રત્ન મળવું દુર્લભ છે. વિદ્યાસાગર હાલ હયાત નથી પરંતુ તેમનું નામ ઘેરેઘેર યાદ થાય છે, ને તેમની છબીની પૂજા કેટલેક સ્થળે થાય છે. અસ્તુ.

અનુવાદક.

# જીવનને કાં બગાડો છો !

## ગઝલ.

નકામાં કામ કરવામાં, જીવનને કાં બગાડો છો.
વચન વિશ્વાસ આપીને, જીવનને કાં બગાડો છો.
દયા દીલમાં જરી નહીને, સ્વમાની માન માગો છો.
ગળાં રેંસી ગરીબોનાં જીવનને કાં બગાડો છો.
તમારા માલને વૈભવ, જગતમાં છો ઝલક આપે
હજારો જાન લેવામાં, જીવનને કાં બગાડો છો.
કરી અણછાજતા ધારા, સુતેલાને જગાડો છો.
વિના વાંકે રીબાવીને, જીવનને કાં બગાડો છો.
હજારો લાકડે ચઢતા, હજારો બંધને પડતા
હજારો મોત વિણ મરતા, જીવનને કાં બગાડો છો.
મુરખવત્ માનવી થઇને, મહોબત શું બગાડો છો.
દુભાવી સંત સજ્જનને, જીવનને કાં બગાડો છો.
અગમગમ રાહનું ચક્કર, ચઢયું ચોદીશ ચગડોળે,
પીતમગર થઇ સતાવામાં, જીવનને કાં બગાડો છો.
જશો જ્યારે તમે અહીંથી, બધું તળીયું તપાસાશે.
ન જાણ્યા છોડશે તમને, જીવનને કાં બગાડો છો.
કરેલા કર્મના ન્યાયે, રતીભર ભુલ ના થાયે;
અદલ માલીક દરબારે, જીવનને કાં બગાડો છો.

॥ श्री अंबिका प्रसन्नोस्तु ॥

# સીતા-વનવાસ.

## પ્રકરણ ૧ લું.

### ચિત્રદર્શન.

રામચંદ્રજી રાજગાદીપર બેઠા પછી ઐશ્વર્યવંત રાજ-કારભાર સાથે પુત્રની બરાબર પ્રજાનું પાલન કરવા લાગ્યા. તેમની આણ વર્તવાથી અલ્પ સમયમાં કોશલ રાજ્યમાં સર્વત્ર સ્થળે હરેક પ્રકારની સુખ સમૃદ્ધિ પ્રસરી રહી. એટલે કે, એમના રાજ્યમાં પ્રજાને જે શાંતિ અને સુખ મળતું, તેવું પૃથ્વીના કોઇ પણ રાજાના રાજ્યમાં મળ્યું હોય એવું સંભવતું નથી. રામ હમેશાં રાજમાં ચિત્ત પરોવી મંત્રીઓની સાથે મળીને રાજ્ય કારભાર તપાસતા અને ફુરસદનો સમય પોતાના ત્રણ ભ્રાતા અને સીતા સહવાસમાં ગાળતા હતા.

સમય જતાં જાનકીને ગર્ભ રહ્યો છે, એવી જાણ થતાં રામ

અને તેમનાં માતા કૌશલ્યાના આનંદનો પાર રહ્યો નહિ, રાજ-મહેલમાં પુરેપુરો આનંદ છવાઇ રહ્યો અને નાગરિકો પોતાના રાજાને ત્યાં રાજપુત્રના જન્મની કલ્પના કરી આનંદમાં આવી પોતાના ઘરમાં જુદા જુદા પ્રકારના આનંદ ભોગવવા મંડી પડયા.

કંઇક દિવસ વિતતાં મહર્ષિ શૃંગિઋષિએ યજ્ઞની શરૂઆત કરવાથી રાજા રામચંદ્રને સહપરિવાર પોતાનાના આશ્રમમાં પધારવા નિમંત્રણ કર્યું. આ સમય જાનકીના ગર્ભના દિવસ પૂરા થવાની મુદત થોડી હોવાથી રામ, લક્ષ્મણ, સીતાના આગ્રહથી યજ્ઞમાં ભાગ આપવા જવા માટે રાજી ન હતા. તેમજ વૃદ્ધ રાણીઓ વસિષ્ઠ અને અરૂન્ધતી વગેરે વડિલો પણ જાનકીને પૂર્ણ ગર્ભ-વંતી મૂકી કોઇપણ પ્રકારથી જઇ શકે તેમ હતું નહિ. છતાં જમાઇના નિમંત્રણને તરછોડી નાંખવું અયોગ્ય ધારી ઇચ્છા ન છતાં પણ યજ્ઞ જોવા ગયાં.

થોડા દિવસ પહેલાં જનક રાજા પોતાની પુત્રી અને જમાઇને મળવાને માટે અયોધ્યા આવ્યા હતા. પરંતુ કૌશલ્યા વગેરેને શૃંગિઋષિના આશ્રમમાં ગયેલ જાણી મિથિલા પાછા વળ્યા હતા. એક તો સાસુઓથી જુદા પડવાથી સીતાને દુઃખ થયું હતું અને વળી પિતાના આવી પાછા જવાથી વધારે દુઃખ ઉદ્ભવ્યું. **જે સમયે ગર્ભ પુરેપુરો તૈયાર થવાની તૈયારી હોય ત્યારે શોક, મોહ વિગેરે પેદા ન થાય તે સંભાળવા જેવું છે, કારણ કે તેથી વિપરિત પરિણામ આવવા સંભવ છે.'** આથી કરીને સીતાને આનંદમાં રાખવા માટે રામચંદ્રજી દરેક કામ છોડી પોતે સીતા સમીપ રહેતા હતા.

એક દિવસ રામચંદ્ર સીતા સાથે બેઠા હતા. તે પ્રસંગે પ્રતિહારીએ આવી વિનતિ કરી કે 'મહારાજ! મહર્ષિ શૃંગિઋષિને ત્યાંથી અષ્ટાવક્ર મુનિ સંદેશો લાવ્યા છે.' સાંભળતાવારજ રામ સીતા બન્ને આતુર બની ગયાં અને કહ્યું કે—"તેમને જલદીથી અહીં બોલાવી લાવ."

પ્રતિહારી તુરત ત્યાંથી ગયો અને અલ્પ સમયમાં અષ્ટાવક્રને સાથે લઇ રામ, સીતાની પાસે આવ્યો. અષ્ટાવક્રે રાજાને 'ચિરંજીવ રહો.' એવો આશીર્વાદ આપ્યો. રામ અને સીતાએ આશિષ માથે ચઢાવી પ્રણામ કર્યાં; અને બેસવા માટે આસન આપ્યું. અષ્ટાવક્રના બેઠા પછી રામે પૂછ્યું.

ભગવાન્ શૃંગિઋષિ કુશળ તો છે ને? તેમનો યજ્ઞ નિર્વિઘ્નપણે થઇ રહ્યો છે ને?

સીતાએ:—ગુરૂ અને આર્યા શાન્તા વગેરે કુશળ છે ને? તે બધાં અમોને યાદ કરે છે કે બિલકુલ ભૂલી ગયાં છે?

આ પ્રમાણે ખુશી સમાચાર પુછ્યા બાદ અષ્ટાવક્રે જાનકીને સંબોધી કહ્યું. દેવી! ભગવાન્ વસિષ્ઠ દેવે આપને સંદેશો પાઠવ્યો છે, કે ભગવતી વિશ્વંભરા દેવી આપની માતા છે, સાક્ષાત પ્રજા પાલક રાજા જનક આપના પિતા છે, આપ સર્વ શિરોમણી મહારાજાનાં વધુ છો તો પછી આપને બીજી શી ઇચ્છા હોય? આપને કોઈ પણ પ્રકારની ઉણુપ નથી. જેથી હું એ પણ ઇચ્છું છું કે આપને પરાક્રમી સંતાન પેદા થાય. આ સાંભળતાં સીતા શરમાઇ ગયાં.

રામે અત્યંત હર્ષ સાથે કહ્યું કે 'ભગવાન્ વસિષ્ઠ દેવ

જ્યારે આ પ્રમાણેનાં આશીર્વાદ આપી રહ્યા છે ત્યારે અવશ્ય અમારી ઇચ્છા પુર્ણ થશે.

ત્યારબાદ અષ્ટાવક્રે રામને કહ્યું. મહારાજ! અરૂંધતી દેવી, વૃદ્ધ મહારાણીઓ અને શાન્તા બ્હેને આગ્રહ સાથે કહાવ્યું છે કે 'સીતા દેવી જે સમયે જે ઇચ્છા કરે તે તુર્તજ પુર્ણ કરવી.'

રામઃ—આપ એ સર્વેને મારા પ્રણામ કહેશો અને વળી કહેશો કે જે જે સમયે જે ઇચ્છા કરે છે તે તે સમયે તે સર્વ પુરી કરવામાં આવેછે, આ બાબત ક્ષણ પણ આળસ કરવામાં આવતું નથી

આ પ્રમાણે વાતચીત થયા પછી અષ્ટાવક્રે જાનકી પ્રત્યે કહ્યું કે, 'જાનકી! ભગવાન્ શૃંગિઋષિએ ઘણા માન અને સ્નેહથી કહ્યું છે કે, પુત્રી! આ પ્રસંગે હું તને ગર્ભવંતી હોવાથી બોલાવી શકયો નથી, પરન્તુ આશા છે કે તેથી કરીને તું મારા પર માઠું લગાડીશ નહિ. રામ અને લક્ષ્મણને, તને આનંદ આપવા માટે તારી પાસે રાખવામાં આવ્યા છે. યજ્ઞ પુરો થતાં અમે સર્વ અયોધ્યા આવીશું અને તે વખતે તારી ગોદમાં બાળક શોભતો—રમતથી આનંદ કરતો દેખીશું.

આ સાંભળી હર્ષભર્યા સ્હેરે, ઉલટથી રામે અષ્ટાવક્રને પુછ્યું 'વસિષ્ઠજી મહારાજે મને કંઈ આજ્ઞા કરી છે કે?

અષ્ટાવક્રઃ—વસિષ્ઠે આપને કહાવ્યું છે કે વત્સ! અમારે જમાઇના યજ્ઞને લીધે કેટલાક દિવસ રોકાવું પડશે. તમારૂં વય નાનું છે, અલ્પ સમયથી ગાદીપર આવ્યા છો. તેથી કરીને પ્રજાને સંતુષ્ટ રાખવા દરેક પ્રકારે ધ્યાનમાં રાખવું. પ્રજાને સુખ આપી પોતાની સુકિર્તી વધારવી તે રઘુવંશી રાજાઓ પોતાનું પરમ ધન માને છે.

રામ:—' ગુરુનાં આ ફરમાન સાંભળી હું ઘણો ઉપકારી થયો છું. તેમના હુકમો અને ઉપદેશો માથે ચઢાવવા લાયક છે. આપ તેઓશ્રીના ચરણકમલમાં મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ નિવેદન કરી કહેશો કે " જો પ્રજાને આનંદ આપવા માટે સ્નેહ દયા અને સુખ–ભોગને મારે તજવાં પડે, અરે ! જો પ્રાણ–પ્રિયા જાનકીનો પણ ત્યાગ કરવો પડે તો તેથી હું જરા પણ સંકોચ નહિ પામું. " એ આપ નિશ્ચય માનશો. ગભરાશો નહિ. હું એક ઘડી પણ પ્રજાના સુખના કાર્યમાં આળસ કરતો નથી, કે તેમાં દુર્લક્ષ્ય કરતો નથી. એ સાંભળી સીતા આનંદ પામી અને બોલ્યાં. આ પ્રમાણે વર્તન ન કરો તો પછી આર્યપુત્ર! આપ રઘુવંશ ધુરન્ધર ક્યાંથી કહેવાશો?

ત્યારબાદ રામચંદ્રે સેવકને આજ્ઞા કરી કે અષ્ટાવક્રના વિશ્રામ માટે ઘટિત ગોઠવણ કરો. અષ્ટાવક્ર તે પ્રસંગે ઘટતા માનનીય શબ્દો કહી આશીર્વાદ આપી વિશ્રાંતિ માટે પધાર્યા. તેમના ગયા પછી રામ, લક્ષ્મણ અને સીતા અરસ્પરસ વાતચીત કરવા ચહાતા હોવાથી લક્ષ્મણે આવી કહ્યું:—આર્ય ! મેં એક ચિત્રકારને આપના ચરિત્રનું ચિત્ર ચિતરવા માટે કહ્યું હતું, તે આજે બનાવી લાવ્યો છે.

રામ:—વત્સ ! જ્યારે કોઈ પણ કાર્યમાં દેવી–સીતાનું મન ચોંટતું નથી ત્યારે તેને કયા પ્રકારે આનંદ આપવો તે તું સારી રીતે જાણે છે. વારુ, આ ચિત્રમાં ક્યાં સુધીનું ચિત્ર કહેલું છે તે કહે.

લક્ષ્મણ:—ભગવતી જાનકીની ' અગ્નિ પરીક્ષા ' સુધીનું આમાં ચિત્ર છે. આ સાંભળી રામ ઘણા ઉદાસ થયા અને કહ્યું.

વત્સ ! તું મારી સમીપ એ વાત કરીશ નહિ એ વાત સાંભળી હું ઘણો દુઃખી થઇ શરમાઉં છું. કેવી શરમની વાત ! "જેના જન્મથી પૃથ્વી પણ પવિત્ર બની, તેને પણ પુનઃ અગ્નિવડે પવિત્ર બનાવવાની જરૂર પડી." હાય ! લોકને ખુશી કરવા કેટલા કઠિન છે !

સીતાઃ—નાથ ! એ બધી વાતોને યાદ કરી શા માટે વ્યર્થ શોચિત બનો છો ? તે સમયે આપે મહા બુદ્ધિમાનનું કામ કર્યું હતું. તે પ્રમાણે પરીક્ષા ન કરી હોત તો પૂર્વકાળથી પવિત્ર અને તેજસ્વી ગણાતું રઘુકુળ કલંકિત બનત અને મારી આબરૂને પણ એવો ડાઘ લાગત કે ગમે તેટલા પ્રયત્ને ટાળી શકાત નહિ. આ પ્રમાણે સીતાનું બોલવું સાંભળી રામ નિશ્વાસ મૂકી બોલ્યા પ્રિયે ! હવે ગઇગુજરી વાત પડતી મૂકો. ચાલો પેલા ચિત્રને નિહાળીએ

સર્વે મળી ચિત્ર જોવા લાગ્યાં. સીતાએ કેટલીક વારે ચિત્રમાં કંઇક જોયા પછી રામને પૂછ્યું. નાથ ! આ ચિત્રમાં આ બધા કંઇ બાબતનાં ચિત્રો કાઢેલાં છે ?

રામઃ—પ્રિયા ! આ બધા મંત્રવડે મંત્રેલાં બ્રહ્માસ્ત્ર છે. બ્રહ્મા વગેરે પૂર્વના ગુરૂજનોએ વેદોની રક્ષા કરવા માટે કેટલાં વરસ સુધી તપ કરી આ બધાં તપથી ભરેલાં ભારે ભારે હથિયાર મેળવેલાં છે. પરમ્પરાના ગુરૂઓ તરફથી આ મહાન અસ્ત્રો ભગવાન કૃશાશ્વસ તરફથી રાજર્ષિ વિશ્વામિત્રને મળ્યાં હતાં. પરમકૃપાળુ રાજર્ષિએ ઘણી દયા કરી આ અસ્ત્રો તાડકાને મારવા માટે મને આપ્યાં હતાં. ત્યારથી મારી પાસે છે; હવે પછી એનો ઉપયોગ તમારા પુત્રો કરશે.

લક્ષ્મણઃ—દેવી ! આમ જુઓ. આ મિથિલા નગરીના વૃત્તાંતનું ચિત્ર છે. તે જોઇ સીતાને ઘણો આનંદ થયો અને બોલ્યાં કેવું સારૂં છે! ખરેખર સ્પષ્ટ જણાય છે કે આર્યપુત્ર—રામ, શિવજીના ધનુષના કકડા કરવા માટે ઉભા થયા છે અને મારા પિતા નવાઈ પામી આ બનાવ એકી ટસે જોઇ રહ્યા છે. વાહરે વાહ ! ચિત્રકાર તારી કળા ! કેવું સારૂં ચિત્ર કલ્પ્યું છે ! આ તરફ નજર કરો લગ્ન મંડપમાં સભા ભરાયેલી છે. તમે ચાર ભ્રાતા તેમાં ઘટિત વસ્ત્રાભુષણ ધારણ કરી કેવા શોભો રહ્યા છો ! ચિત્ર જોતાં એવો ભાસ થાય છે કે જાણે તેજ સમય અને તેજ સ્થળમાં હું આજ ઉભી ન હોઉં !

સીતાની આ વાત સાંભળી રામે પ્રથમની વાત યાદ લાવી કહ્યું. પ્રિયા ! ઠીક યાદ કર્યું. જે સમયે મહર્ષિ શતાનન્દે તમારો સુંદર કોમળ હાથ મારા હાથમાં ધર્યો હતો, તે સમય જાણે આજજ ન હોય, તેમ ભાસ થાય છે.

લક્ષ્મણે ચિત્રની બીજી તરફ આંગળીથી બતાવી કહ્યું. આ આર્યો—આપ છો. આ આર્યા માણ્ડવી અને આ વધુ શ્રુતકીર્તિ છે. લક્ષ્મણે દરેકનું નામ દીધું, પરંતુ શરમને લીધે ઉર્મિલાનું નામ આપ્યું નહિ. સીતાજી આ જાણી ગયા. અને આનંદ કરવા માટે—બનાવવા માટે મશ્કરી કરતાં પોતાની આંગળીથી ઉર્મિલાને બતાવી પૂછ્યું. અરે વત્સ ! આ કોનું ચિત્ર છે ? લક્ષ્મણે કાંઇ ઉત્તર વાળ્યો નહિ અને હસીને બોલ્યા. દેવી આમ જુવો, શિવજીનું ધનુષ તૂટ્યું સાંભળી ક્રોધમાં અધીરા બની ક્ષત્રિય વંશનો નાશ કરનારા પરશુરામ મહારાજ અમારો રસ્તો રોકી ઉભા છે. અયોધ્યા જવા દેતા નથી. વળી આમળ જુઓ. પરશુરામનું અ-

ભિમાન ઉતારવા સંસારજીત રામ પોતે ધનુષમાં તીર ચઢાવી રહ્યા છે.

આ પ્રમાણે રામ પોતાની પ્રશંસા સાંભળી બહુ સંકોચ પામ્યા. અને બોલી ઉઠયા. આ ચિત્રોમાં હજી પણ ઘણી સરસ જોવાલાયક વસ્તુઓ છે. પછી શા માટે એકને એક બાબત પર વિચાર કર્યા કરો છો ?

રામની આ વાતથી સીતા ખુશ થઇ બોલ્યાં. નાથ ! આપનું ચારિત્ર આવું ન હોત તો પછી એકે અવાજે આપનાં આટલાં વખાણ કયાંથી થાત ! ત્યાર બાદ અયોધ્યામાં દાખલ થતી વખતનું ચિત્ર આંખ આગળ આવતાં રામે અશ્રુભર્યા નેત્રથી ગદગદિત સ્વરે કહેવું શરૂ કર્યું. “ પરણીને પાછા આવ્યા બાદ કેવા આનન્દથી આપણા દિવસ વીતતા હતા ! પિતાને કેટલો આનંદ થતો હતો, માતાઓ નુતન વધુઓ પ્રાપ્ત થવાથી કેવી આનંદ સાગરમાં ડુબી ગઇ હતી. રાત્રી દિવસ તેમને કેટલું માન મળતું હતું. તેમના પર કેટલો પ્રેમ રખાતો હતો, રાજ મહેલોમાં નિરંતર આનંદ ઉત્સવ પ્રસરી રહ્યો હતો. અહા ! તે દિવસો કેવા આનંદ અને ઉત્સવથી ભરપૂર હતા ! ”

લક્ષ્મણે કહ્યું:—‘ આર્યા ! આ મન્થરા. ’

મન્થરાનું નામ સાંભળતાં રામ અંતરમાં ને અંતરમાં દીલગીર બન્યા, જેથી તેનો કંઇ ઉત્તર ન આપતાં બીજી બાજુ જોવા લાગ્યા. અને બોલ્યા. પ્રિયા ! જુઓ તો ખરાં. ‘ શૃંગવેર નગરમાં જે તાપસ વૃક્ષની નીચે પરમ બન્ધુ ભીલ્લરાજ સાથે ભેટ થઇ હતી, તેનું કેવું સુંદર ચિત્ર ચિત્રકારે ચિતર્યું છે ! ’ તે જોઇ

સીતાએ ખુશ થઇ કહ્યું. 'નાથ ! આ જટાનું બાંધવું અને વલ્કલ પહેરવાનો દેખાવ તો જુઓ ?

આ સાંભળી લક્ષ્મણે કટાક્ષમાં કહ્યું. 'ઇક્ષ્વાકુ વંશના માણસો વૃદ્ધ થતાં રાજ્યલક્ષ્મી પુત્રને સોંપી વાનપ્રસ્થ બને છે, પરંતુ અમારા વડીલ બંધુએ તો બાલ્યાવસ્થામાં પણ કઠિન અરણ્યનો અનુભવ લીધો છે.

પછી રામને સંબોધી કહ્યું. 'ભારદ્વાજ ઋષિએ અમને ચિત્રકૂટનો રસ્તો બતાવતી વખતે જે વટવૃક્ષની વાર્તા કહી હતી તે આ કાલીની તીર ઉપર વડનું વૃક્ષ છે. આ ઉપરથી સીતાએ કહ્યું:–'કેમ નાથ ! અહીંની વાત તો યાદ છે ને ?

રામઃ–વ્હાલીપ્યારી ! એ વાત તો કેમ ભૂલી શકાય ? આ સ્થળે તમે ચાલતાં ચાલતાં થાકી ગયાં હતાં, ને તેથી કરીને મારા હૃદય સ્થાન ઉપર માથું મૂકી નિદ્રાવશ થયાં હતાં.

સીતાએ બીજી બાજુ આંગળી બતાવી કહ્યું. નાથ ! નજર કરો, નજર કરો. આ આપણા દક્ષિણારણ્યમાં જવા સંબંધી કેવું સરસ ચિત્ર દોર્યું છે ! મને યાદ છે કે આ સ્થળે મને તાપ લાગવાથી, ગભરામણ થવાથી આપે આપના હાથ રૂપી પંખા વડે મારા માથાપર છાયા બનાવી હતી.

રામઃ–પ્રિયા ! આમ જુઓ. આ પહાડી નદીઓના તીરપર બનાવેલાં તપોવન છે, ગૃહસ્થાશ્રમીઓ વાનપ્રસ્થ ધર્મ ધારણ કરતાં આ તપોવનમાં ઝાડના આશ્રમ તળે કેવા આનંદમાં દિવસ ગુજારે છે.

લક્ષ્મણઃ–આર્ય ! જુઓ, આ વસ્તીની વચમાં ઉભેલો પ્રસ્રવણ પર્વત. આ પહાડનું શિખર દોડતા વાદળોના નિરંતર અથડાવાથી લીલા, ભુરા રંગનું દેખાય છે, પહાડ ઉપરની ભૂમી

વાદળાં અને ઝાડોની છાયાવડે હમેશાં સ્નિગ્ધ, ઠંડી, રમણિય બની રહે છે. તે પર્વતના તળેટીમાં પવિત્ર રમણિય ગોદાવરી આનંદ કરતી અત્યંત વેગથી વહ્યા કરે છે.

રામ:—આર્યા! તમને યાદ હશે કે અહીં નિવાસ કરવાથી તે પ્રસંગે મારા મનને કેવું સુખ મળતું હતું?

'આપણે પર્ણકુટિમાં રહેતાં, લક્ષ્મણ અહીં તહીં ફરી ખાવા માટે ફળ ફુલ લાવતા, ગોદાવરીના કિનારે ધીમે ધીમે હરતાં ફરતા સવાર સાંજ ચોકખા પાણીના બિંદુઓને વહેવડાવનારી ઠંડી હવાનો ઉપયોગ કરતાં હતા.' અરે! એવી અવસ્થામાં રહીને પણ આપણે સુખથી પોતાના દિવસ ગુજાર્યા હતા.

લક્ષ્મણે ચિત્રના બીજા ભાગપર નજર કરી કહ્યું. "આર્ય! આ પંચવટી અને આ શૂર્પણખા જુઓ."

આ સાંભળતાં ભોળાં સીતાના મનમાં ખેદ ઉત્પન્ન થયો, જાણે કે તે સમય આજજ ન હોય! તેથી તે બોલ્યાં:—'હા નાથ! શું આજથી હું ને તમો છુટાં થયાં?

રામે સમજાવતાં કહ્યું:—'પ્રિયા? તું વિયોગથી ડરી ગઇ? આ ચિત્રપટમાં ખરેખરી પંચવટી કે શૂર્પણખા નથી.

આજુબાજુ નજર કરી લક્ષ્મણ બોલી ઉઠયા:—'કેવું આશ્ચર્ય! આ ચિત્ર જોતાં તો સર્વ વાત ભૂલી જવાય છે. પાપી રાક્ષસોએ સોનાનો મૃગ બનાવી જે ભયાનક પરિણામ આણ્યું હતું, તેનો સંપૂર્ણ બદલો તમને મળી ચૂકયો છે. છતાં તે બીના યાદ કરતાં ચિત્ત ચગડોળે ચઢી ગભરાય છે. આ બનાવ બનવાથી આપણે આ નિર્જન વનમાં વ્યાકુળ બની શોકાતુર ચહેરે શોધ કરવા માંડી હતી. તેથી પત્થર પણ પાણી બની જાય અને વજ્રનું હૈયું પણ ફાટી જાય તેવો ભાસ થતો હતો.

લક્ષ્મણને મોઢે આ વાતો સાંભળી સીતાની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને મનમાંને મનમાં કહેવા લાગ્યાં કે “ આ આશ્ચર્યહિનને લીધે આર્યપુત્રને કેટલું કષ્ટ સહન કરવું પડ્યું.” આ પરથી રામની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

લક્ષ્મણઃ—આર્ય ! ચિત્ર જોતામાં આપ આટલા બધા વ્યાકુળ કેમ થયા ?

રામઃ—વત્સ ! તે સમયે મારી અવસ્થા ઘણી ખરાબ બની હતી. જો વેર લેવાનો સંકલ્પ મારા મનને મક્કમ બનાવી ન શક્યો હોત તો મારો જીવ પણ ટકાવી રાખવો અતિ મુશ્કેલ હતો. ચિત્ર જોતાં તે સમયની મારી અવસ્થાનું ભાન થાય છે. અને મારાં ગાત્રો પણ શિથિલ થઇ જાય છે. તેં તો સર્વ બનાવ આંખથી જોયા છે પછી શા માટે અજાણ બની પ્રશ્નો ઉઠાવે છે?

આ સાંભળી લક્ષ્મણ સંકોચાયા અને શરમાઇ ગયા. બાદ તે ચિત્તવૃત્તિ ઠેકાણે લાવવા વાત ફેરવી બોલ્યાઃ—આર્ય ! આમ જુઓ, આ દંડકારણ્યની ભૂમિ. અહીં આગળ દુષ્ટ કબન્ધ રાક્ષસ રહેતો હતો. અહીંઆં ઋશ્યમુક પર્વતપર મતંગ મુનિનો આશ્રમ છે. આ સિદ્ધિશ્રવરીનું સ્થળ છે. અહીં પમ્પા સરોવર છે. ’ પમ્પાનું નામ સાંભળતાંજ સીતાને રામે કહ્યું:—“ પ્યારી ! પમ્પા ઘણું સુંદર સરોવર છે. તમે ગુમ થતાં તમને શોધવાને માટે હું પમ્પાના તીરપર આવ્યો. [illegible] ના ફરકવાથી ફૂલેલાં કમળો હાલતાં—ડોલતાં ડોલતા [illegible]ના અગણિત શોભામાં વધારો કરતાં હતાં. તેમની [illegible] ચારે બાજુઓ મ્હેક મ્હેક થઇ ગઇ હતી. ભમરાઓ [illegible] ચૂસવા માટે તત્પર બની ગણગણતા અહીં તહીં ઉડાઉડ કરતા હતા, હંસ સારસ વગેરે

જુદી જુદી જાતનાં પક્ષીઓ અનંદમગ્ન બની સ્વચ્છ પાણીમાં રમત કરતાં હતાં. તે સમયે મારાં નયનોમાંથી શ્રાવણ, ભાદરવાની વરસાદ રૂપી અશ્રુધારાઓ વહી રહી હતી. તેથી કરીને સરોવરની શોભા સારી રીતે હું નિહાળી શકયો નહતો. એક ધાર નીકળ્યા પછી બીજી ધાર નીકળતા સુધી જે મને અલ્પ સમય મળ્યો હતો; તેમાં મેં કંઈક નિહાળ્યું હતું."

ચિત્રપરથી દૃષ્ટિ ફેરવી સીતાએ લક્ષ્મણને પૂછ્યું. વત્સ! આ કયો પર્વત છે? જેનાપર ખીલેલાં કદમ્બના ઝાડની ડાળીઓપર ઢેલ-મોર નાચી રહ્યા છે? દુર્બળ થઇ ગયેલા આર્ય પુત્ર ઝાડ તળે મૂર્છા પામી પડી રહ્યા છે અને તમોએ રોતાં રોતાં ખોળામાં રાખ્યા છે!!

લક્ષ્મણે કહ્યું દેવી! એનું નામ માલ્યવાન્ પર્વત છે. એ પર્વત વર્ષાઋતુમાં ઘણો સોહામણો જણાય છે. જુઓ નવા વરસાદના પડવાથી તેના શિખરોની શોભા કેવી અવર્ણનીય થઇ પડી છે! અહીં આગળ મારા વડીલ ભ્રાતા વ્યાકુળતાને પ્રાપ્ત થયા હતા.

આ સાંભળી પહેલાંની વાતો યાદ આવવાથી મનમાં દુઃખી થઇ રામે કહ્યું. "લક્ષ્મણ! બસ કરો, બંધ કરો. પુનઃ માલ્યવાન પર્વતનું નામ લેતા નહિ. એનું નામ સાંભળી મને એટલો બધો શોક પેદા થાય છે કે તે રોકવો કઠિન થઇ પડે છે. આ સમયે સીતાજી કંઈક સુસ્ત જણાયાં. એ જોઇ લક્ષ્મણે કહ્યું. આર્ય! હવે ચિત્રો જોવાં બંધ કરો કેમકે દેવી જાનકીને સુસ્તી જણાય છે. જેથી તેમને વિશ્રાંતિની જરૂર છે. માટે હું જાઉં છું આપ પણ શયનગૃહમાં પધારો.

આમ કહી લક્ષ્મણ રજા માગી જતા હતા, તેવામાં સીતાએ રામને કહ્યું. "નાથ! ચિત્ર અવલોકતાં મારા મનમાં એક ઇચ્છા ઉત્પન્ન થઇ છે અને તે આપને પૂર્ણ કરવી પડશે."

રામે કહ્યું. પ્રિયે! કહો શી ઇચ્છા છે? તે હું તુરત પૂર્ણ કરીશ.

ત્યારે સીતાએ કહ્યું મારી એજ ઇચ્છા છે કે પુનઃ એક વખત મુનીપત્નિઓને મળી તપોવનમાં ફરી આનંદ કરૂં, અને નિર્મલ ભાગીરથી ગંગાના પાણીમાં સ્નાન કરી કૃતાર્થ થાઉં.

સીતાની અભિલાષા જાણી રામે લક્ષ્મણને કહ્યું, કે હાલમાં ગુરૂજનોની આજ્ઞા છે કે જાનકી જ્યારે જે ઇચ્છા કરે, ત્યારે તે પૂર્ણ કરવી; તેમાં ઢીલ કરવી નહિ. જેથી તમો જલદીથી જાનકીની ઇચ્છા પ્રમાણે જવા માટેની તૈયારી કરો. કાલ સવારે તમને તે જયાં કહે ત્યાં લઇ જવાં.

સીતા આનંદ પામી બોલ્યાં. 'નાથ! આપ પણ સાથેજ ચાલશો.'

રામે કહ્યું. 'તમે કેટલાં ભોળાં છો! આ પણ કંઇ કહેવાની વાત છે? તમને આંખથી દૂર કરી એક ક્ષણ પણ હું સ્થિર રહી શકું તેમ છું?

ત્યાર બાદ સીતાએ હસતાં હતાં લક્ષ્મણ પ્રત્યે કહ્યું. 'વત્સ! તમારે પણ મારી સાથે આવવું પડશે.

"જેવી આજ્ઞા." આમ કહી લક્ષ્મણ યાત્રાને માટેની જોઇતી તૈયારી કરવા નીકળી પડયા.

# પ્રકરણ ૨ જું.

## એકાએક આફત.

લક્ષ્મણના જવાથી રામ સીતા બીલકુલ સંકોચ વિના જુદી જુદી બાબત પર વાર્તાલાપ કરવા લાગ્યાં. વખત જતાં સીતાને ઉંઘ આવવા લાગી તે જોઇ રામે કહ્યું. "પ્રિયા ! જો તને શ્રમ જણાતો હોય તો અલ્પ સમય મારા ગળામા હાથ નાખી આરામ લે."

સાંભળતાંવારજ સીતાએ પોતાની કોમળ હસ્તલતા રામના ગળામાં ભેરવી લીધી અને તેથી અવર્ણીય સ્પર્શ સુખનો અનુભવ થતાં રામ કહેવા લાગ્યા. વ્હાલી ! તારી હસ્તરૂપી વેલનો સ્પર્શ મારા સર્વ અંગમાં અમૃતની ધારા વર્ષાવી રહ્યો છે. અપુર્વ રસના આવેશે કરી ઇંદ્રીયો ચલિત બની છે, ચેતનપણું દૂર થયું છે. અને એકદમ નિદ્રાદેવી પોતાની જાળ પ્રસારી તેમાં ઘેરી રહી છે. એટલે કે મોહે મને મુગ્ધ કરી દીધો છે ને તેથી મને અન્ય કંઇ સમજી શકાતું નથી.

રામનાં આવાં અમૃતરૂપી વચન સાંભળી સીતાજી હસતાં હસતાં બોલ્યા. નાથ ! આપ હંમેશાં મારા ઉપર પ્રસન્ન રહો છો મારી ઇચ્છાને માન આપો છો અને દયા બતાવો છો. આપની પાસેથી મેં જે કંઇ સાંભળ્યું તેથી અધિક સ્ત્રીઓને માટે સૌભાગ્યની બીજી કઇ વાત હોય ? બસ એજ પ્રાર્થના છે કે હંમેશાં એવોજ સ્નેહ અને કૃપા રાખ્યા કરો.

સીતાજીનાં મીઠાં, કોમળ અને મનોહર વચન સાંભળી રામે કહ્યું. "પ્રિયા ! તારી વાતો સાંભળી શરીર ઠંડુ બની જાય છે, કાનમાં અમૃતરસનાં બિંદુ ટપકે છે, ઇંદ્રિયો મોહ વિનાની બને છે; અંતઃકરણમાં ચેતનતા આવે છે."

સીતાજીએ સંકોચ પામતાં કહ્યું:—આજ કારણથી સર્વ આપને મીઠાબોલા કહે છે. છેવટે પણ આ ભાગ્યહિનના ભાગ્યમાં આટલું સૌભાગ્ય જોવાનું લખેલું હશે તેવું સ્વપ્ને પણ જણાયું નહોતું. એટલું કહી સીતાજી સૂવા માટે વ્યાકુળ થવા લાગ્યાં.

એ જોઇ રામે કહ્યું:—પ્રિયે ! અહીં કંઇ પથારી નથી, જેથી રામની જે ભુજાઓ લગ્નપ્રસંગથી માંડીને આજ સુધી ઘર, ધન, કે યૌવન વગેરે સર્વ સમયે તારા વિશ્રામ સ્થાનનું કામ કરતી આવી છે, તેને આજ પણ તારા વિશ્રામસ્થાન બનાવ. આટલું કહી રામે પોતાની ભુજાઓ લંબાવી. તરતજ સીતાજી પોતાનું માથું તે પર મૂકી સૂતાં.

કેટલીક વારે સીતાનું મુખારવિંદ સ્નેહભરી નેત્રે નિહાળી રામચંદ્ર પ્રેમ ભરી આંખો વડે જોઇ કહેવા લાગ્યા.

'કેવી નવાઇની વાત ! જ્યારે જ્યારે સીતાનું ચંદ્ર જેવું મુખ જોઉં છું ત્યારે મારૂં ચિત્ત ચકોર જેવું અધિક બની જાય

છે, અંતરાત્મા આનંદ સાગરમાં ડૂબી જાય છે, એથી "તે મારા ઘરની લક્ષ્મી છે, મારી આંખોનું તેજ છે, તેની સાથેનો સ્પર્શ સુખડના લેપની ગરજ સારે છે. ગળામાં હસ્તની માળા પરોવતાં એમ જણાય છે કે ઠંડા ચળકતા મોતીના હાર પહેરેલા છે."

કેવી નવાઇ! પ્રીયાની સર્વ વાતો અલૌકિક આનંદ આપનારી છે. રામ મનમાં ને મનમાં આવા સંકલ્પો કરે છે. તેવામાં સીતા નિદ્રામાં સ્વપ્નું જોઇ ઓચિંતા બોલી ઉઠયાં, 'હા! નાથ! આપ કયાં ગયા?'

સીતાનું આમ સ્વપ્નમાં બોલવું સાંભળી રામ કહેવા લાગ્યા. "કેવી ગભરાવાની વાત! ચિત્ર જોઇ પ્રિયાના મનમાં જે વિરહ ચિત્ર ઉત્પન્ન થયું હતું તે સ્વપ્નમાં સત્ય જણાઈ અત્યારે તેને દુઃખ આપી રહ્યું છે." આમ કહી સીતાના અંગપર હાથ ફેરવતા પ્રેમથી રોમાંચ ખડાં થવાથી બોલ્યા. "અહા! સત્ય પ્રેમ કેવી અમુલ્ય વસ્તુ છે! સુખ, દુઃખ, સંપત્તિ, ગરીબાઇ, યૌવન, વૃદ્ધાવસ્થા વગેરે સર્વ અવસ્થાઓમાં તે કાયમ–અડગ રહે છે, તેમાં લેશપણ વિકાર–ફેરફાર થતો નથી. એવા પ્રેમમય સુખના અધિકારી બનવું ઓછા ભાગ્યની વાત નથી, પરંતુ એવો પ્રેમ સંસારમાં મળવો દુર્લભ અને વિકટ છે. જો તે મેળવવો આટલો વિરલ અને દુર્લભ ન હોત તો સંસારમાં એટલું બધું સુખ પ્રસરી રહેત કે જેની અવધિ નહિ."

રામનું બોલવું પૂરૂં થયું ના થયું એટલામાં પહેરીગરે સામા

આવી હાથ જોડી નિવેદન કર્યું. 'મહારાજ! દુમુખ દરવાજા આગળ ઉભો છે, શી આજ્ઞા છે?"

દુર્મુખ ઘણો વિશ્વાસુ નોકર હોવાથી તેને માટે સર્વ સ્થળે આવવા જવાની છૂટ હતી. તેમના નવા રાજકારભાર સંબંધી મુસાફર અને સાધારણ પ્રજાના અભિપ્રાય સાંભળવા–જાણવા સારૂ તેને રાખ્યો હતો. તે રાત્રિ દિવસ વેશ બદલી આ બાબત પૂર્ણ તપાસ કરતો; અને જે દિવસે જે વાત સાંભળતો, તે આવીને કહી સંભળાવતો. આ સમયે તેના આવ્યાના સમાચાર જાણી રામે પ્રતિહારને કહ્યું. તેને તુરત મારી પાસે આવવા કહે.

દુર્મુખ સામે આવી, પ્રણામ કરી બન્ને હાથ જોડી ઉભો રહ્યો. તેને જોઇ રામે પૂછ્યું. 'કેમ દુર્મુખ! આજે શું નૂતન લાવ્યો છે?'

દુર્મુખે કહ્યું:–મહારાજ! સર્વ નાગરિક અને પ્રવાસી એકે અવાજે કહી રહ્યા છે કે અમોને રામરાજ્યમાં અધિક સુખ છે.

આ સાંભળી રામે કહ્યું કે તું દરરોજ આવી મારા વખાણની વાતો સંભળાવે છે. જો કંઇ દોષ બતાવે તો તેને દૂર કરવાના ઉપાય પણ કરૂં. મેં માત્ર વખાણજ સાંભળવાને માટે તને આ કામ સોંપ્યું નથી.

દુર્મુખ અત્યાર સુધી તો માત્ર વખાણ સાંભળી આવતો, અને જે કંઇ સાંભળી આવતો તે સર્વ રામને કહેતો હતો. આજ તો સીતાજી સંબંધી નિંદા સાંભળી આવ્યો હતો, પરંતુ નિંદાપાત્ર વાતો જણાવવી અયોગ્ય ધારી તે છુપાવી રહ્યો હતો. રામચંદ્રજીએ જ્યારે દોષની વાત કહાડી ત્યારે તે એકદમ ચમકયો

અને હુક્કોબુક્કો મૂકી દઇ કેટલીકવાર સુધી ચૂપ રહ્યો. બાદ બુદ્ધિને કંઇ ઠેકાણે આણી ઉદાસ બન્યો અને લથડતે સ્વરે બોલ્યો. "નહિ, મહારાજ! મેં કંઇ પણ નિંદાની વાત સાંભળી નથી."

આમ તેના શરીરની સ્થિતિ અસ્તવ્યસ્ત જોઇ તે જુઠું બોલે છે એવો રામને સંદેહ થયો. ત્યારે ચિત્ત ચંચળ કરી એકદમ ગુસ્સામાં બોલ્યા. તું જરૂર નિંદા સાંભળી આવ્યો છે, શા માટે જુઠું બોલે છે? જલદી બોલ. તેં શું સાંભળ્યું છે? વખત ન વિલાડ. વહિ તો હું તારા પર ઘણો ગુસ્સે થઇશ અને જન્મપર્યંત તારૂં મ્હોં જોઇશ નહિ.

રામની આ હઠ જોઇ દુર્મુખ ઘણો ગભરાયો અને વિચારમાં પડયો કે અહીં તો ભારે ધર્મસંકટ આવી પડયું. હું કેવી રીતે મહારાણીની નિંદાની વાત મહારાજને કહું? અરે! હું કેવો અભાગી! અભાગી ન હોત તો આવું કાર્ય કેમ સ્વીકારત? આગળ પાછળનો વિચાર કર્યા વિના આ ભાર માથે વહોર્યો છે તો પછી મહારાજા આગળ સાચેસાચી વાત કરવી જોઇએ. આમ નિશ્ચય કરી કંપિત સ્વરે બોલ્યો. મહારાજ! જો આપ મને સાચેસાચી વાત કહેવડાવવા ઇચ્છો છો તો અહીંથી ઉઠી બીજા ઓરડામાં ચાલો. મારો જીવ જાય તોપણ એ વાત અહીં કહી શકું તેમ નથી.

આ વાત સાંભળવા રામ અધિરા બન્યા હતા, જેથી સીતાજી જાગતા સુધી પણ ધીરજ રહી નહિ; અને ધીમે ધીમે પોતાના હાથ પરથી તેનું શિર ઉઠાવી નીચે મૂકી દીધું, ને તુરત દુર્મુખને સાથે લઇ બીજા ઓરડામાં ગયા.

આ પ્રમાણે રામે બીજા ઓરડામાં આવતાં જ કહ્યું. દુર્મુખ! વખત ન ગુમાવ. શું શું સાંભળ્યું છે તે સર્વ બરાબર કહી દે. તારા શરીરની સ્થિતિ જોતાં મારા મનમાં ભિન્નભિન્ન સંદેહ ઉત્પન્ન થયા કરે છે.

દુર્મુખઃ—જેવી વિપરીત વાત સાંભળી છે તેવી આપને સંભળાવવી પડશે, એ વિચારતાં મારા અંગનું રૂધીર ઉડી ગયું છે—ફીક્કું પડી ગયું છે. પરંતુ હિતાહિતનો વિચાર કર્યા સિવાય જોખમી કામનો જુમ્મો શિર ચઢાવ્યો છે તો પછી જરૂર કહેવું પડશે. મેં જે કંઇ સાંભળ્યું છે તે આપને સંભળાવું છું. મારો ગુન્હો ન માનતા. મહારાજ! સર્વ પ્રજા એકે અવાજે આપની ઘણી બાબતની કીર્તિ ગાઇ રહી છે. અને કહે છે કે અમોને રામરાજ્યમાં ઘણું સુખ છે, કોશલ દેશનો કોઈ પણ રાજા આવી ઉત્તમ રીતિથી કારભાર કરી શક્યો નથી. પરંતુ કોઇ કોઇ મહારાણીની વાત કાઢતાં નિંદા પણ કરી રહ્યાં છે. વળી લોક કહે છે કે અમારા રાજા કેવા ભોળા છે! આટલા દિવસ સુધી સીતાજી એકલાં રાવણને ઘેર રહ્યાં, તે વખતે તેમના મનમાં કંઈ પણ જાતની શંકા ન ઉદ્ભવી, કે એમાં એમણે કંઇ દોષ જોયો નહિ, અને શાંતિથી છાનામાના સીતાજીને ઘરમાં રાખી દીધાં. હવે જો અમારા ઘરમાં સ્ત્રીઓમાં કાંઇ ચારિત્રદોષ જણાશે તો તેની શિક્ષા કરવી કઠિન થઇ પડશે, અમે શિક્ષા કરવા માંડીશું તો, તે સીતાજીની વાત આગળ ધરી અમોને અટકાવશે અને બોલવા પણ દેશે નહિ. અથવા તો રાજા ધર્મધુરંધર હોવાથી તે જે પ્રમાણે વર્તન કરશે, તે પ્રમાણે અમે પ્રજા કર્યા એટલે અમારે

પણ વર્તવું પડશે.” મહારાજ! મારો અપરાધ માફ કરો, મેં જેવું સાંભળ્યું હતું તેવું કહી દીધું. હાય! વિધાતા! તેં આટલા દિવસે મારૂં દુર્મુખ નામનું સાર્થક કર્યું. આટલું બોલી દુર્મુખ રજા માગી રોતો રોતો ચાલ્યો ગયો.

દુર્મુખના મોઢેથી સીતાજીની નિંદા સાંભળી રામ બોલ્યા. હાય! હું કશામાં ન રહ્યો!' એ પ્રમાણે બોલતાં તરતજ મૂળથી તૂટી પડતા વૃક્ષની પેઠે જમીનપર એકદમ પછડાયા, અને રડતા રડતા વ્યાકુળપણે વિલાપ કરતા અને દુઃખ સહતા કહેવા લાગ્યા.

હાય! મેં કેવી દુષ્ટ વાત સાંભળી? આ વાત સાંભળવા કરતાં મારી છાતી પર વજ્ર તૂટી પડયું હોત તો કેવું સારૂં? હું હજી સુધી શા માટે જીવતો છું? અરે! હું મહા મંદભાગી છું, નહિતર શા માટે પ્રથમ રાજપાટ તજી વનમાં જવું પડત? શા માટે દુષ્ટ રાવણ પંચવટીમાં આવી પ્રાણથી પણ અધિક વ્હાલી સીતાને હરી જાત? આ પ્રમાણે નિર્મળ રઘુકુળમાં આવો ડાઘ લાગવા જેવું કેમ બનત? હું ભાગ્યહીન ન હોત તો સીતા માટેનો અપવાદ અચંબો પમાડે તેવી રીતે નિઃસંશયપણે દૂર કર્યો છે છતાં તેજ અપવાદ પુનઃ નવેસરથી કેમ પ્રચારમાં આવ્યો? આ બધું જોતાં માલુમ પડે છે કે રામનો જન્મ—શરીરનું ધારણ કરવું હમેશાં દુઃખ ભોગવવાને માટેજ છે. આ સમય શું કરૂં? કંઇ પણ સમજી શકાતું નથી. શી રીતે આ લોકનિંદા દૂર કરવી? હાલ કંઇ દૂર થઇ શકે તેમ નથી. હમણાં જુઠ્ઠું સમજી લોકનિંદા ખોટી પાડું અથવા તો નિરપરાધી સીતાને તજી, કુળ ઉપર આવેલું કલંક દૂર કરૂં. એ બેમાં એક પણ વ્યાજબી લાગતું નથી. આમ બન્ને બાજુથી ધર્મસંકટમાં મારા જેવું કોઇપણ આવ્યું હશે નહિ.

આ પ્રમાણે દીલગીર થતા, વિચાર કરતા રામ કેટલોક સમય પૃથ્વી સામું નીચી નજરે જોતાં શાંત રહ્યા. બાદ દીર્ઘ નિશ્વાસ લઇ બોલ્યા. 'હવે આ વિષયમાં કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય બાબતનું વિંચન કરવું શું જરૂરનું છે? જ્યારે રાજ્યનો કારભાર મારા હાથમાં લીધો છે ત્યારે સર્વ પ્રકારથી લોક ખુશ કરવા એ મારો મુખ્ય ધર્મ અને કર્તવ્ય છે. તેથી કરીને જાનકીને તજી દેવી એ અઘટિત કહેવાય નહિ. હાય! નિર્દય વિધાતા! તારા મનમાં આજ ઇચ્છા હતી? આમ બોલતાંવારજ મૂર્છા પામી જમીન પર પડયા-પટકાયા.

કેટલોક સમય વિત્યા બાદ ભાન આવતાં રામ અત્યંત કરુણ સ્વરથી કહેવા લાગ્યા. " જો હું ભાનને પ્રાપ્ત ન થયો હોત તો ઘણું સારૂં હતું, કારણ કે તેથી મારે નિર્પરાધ જાનકીને તરછોડી, કોઇ પણ દિવસ છૂટી ન શકાય તેવા પાપરૂપી નર્કમાં સપડાવું ન પડત!"

હમણાંજ મેં અષ્ટાવક્રની રૂબરૂમાં પ્રતિજ્ઞા કરી છે કે જો પ્રજાને સુખ આપવા માટે મારે જાનકીનો ત્યાગ કરવો પડે તો તે પણ કરવા તૈયાર છું. આમ બનવાનું હતું તેથી તો મારા મોઢામાંથી આવી પ્રતિજ્ઞા નિકળી નહિ હોય? હા! પ્રિય જાનકી! હા! પ્રિયવાદિની જાનકી! હા! રામવડે જીવીત જાનકી! હા! અરણ્યની સહચારી જાનકી! હું સ્વપ્ને પણ નહોતો જાણતો કે છેવટે તારી આવી હાલત કરવી પડશે. મારા જેવા દુષ્ટ, મનુષ્યો માં નીચ અને અભાગીઆના હાથમાં તું પડી કે તેં કોઇ દિવસ તારા નસીબમાં સુખ જોયું નહિ. તેં ચંદન વૃક્ષમાં મોહી, મૂલથી

છું રૂપી વિષ વૃક્ષનો આશ્રય કર્યો. હું પરમ પવિત્ર રાજવંશમાં જનમ્યો, પરન્તુ આચારમાં તો હું ચાંડાલ કરતાં પણ અધમ છું નહિતર વિના અપરાધે તને તજવા માટે કેમ તૈયાર થાત ? હાય ! જો હું આજ ક્ષણે મરણ પામું તો જીતી જાઉં, અરે ! જીવવાથી લાભ શું છે ? મારો જીવનની જે જરૂરીઆત હતી તે પૂરી થઇ. 'જગત સાર વિનાંનું અને ઉજ્જડ જંગલ જેવું મને માલુમ પડે છે.'

આ પ્રમાણે કહેતા કહેતા રામચંદ્ર કેટલોક સમય ગભરાયલા હૃદયે અને થરથરતા કાળજાથી સ્તબ્ધ બની ગયા.

હાય ! આ શું થયું ? આમ કહેતા કહેતા કૌશલ્યા વગેરેનું નામ લેઇ નિશાસા નાંખવા લાગ્યા.

હા માતા ! હા પિતા જનક ! હા દેવી વસુંધરા ! હા દેવી અરૂન્ધતી ! હા કુલ ગુરૂ વસિષ્ઠ ! હા ભગવન્ વિશ્વામિત્ર ! હા વ્હાલા મિત્ર વિભિષણ ! હા પરમ ઉપકારી મિત્ર સુગ્રીવ ! હા પુત્ર તુલ્ય હનુમાન ! તમે બધા આ સમયે કયાં છો ? તમે નથી જાણતા કે પાપી રામ તમારૂં સર્વ નાશ કરવા તૈયાર થયો છે. અરે ! હવે મને એ પવિત્ર મહાત્માઓનાં નામ સરખાં લેવાનો અધિકાર નથી. મારા જેવો અઘોર પાપી તેમનું નામ લેશે તો તે પણ દોષિત ઠરશે. અરેરે ! હું સરળ હૃદયી, શુદ્ધાચરણી, પતિવ્રતા સ્ત્રીને એકદમ નિરપરાધી સમજવા છતાં તજવા તૈયાર થયો છું તો પછી મારા જેવો બીજો કોઇ પાપી હશે ? હા ! રામ વડે જીવનારી જાનકી ! આખરે રામના હાથેજ તારી આવી દુર્ગતિ થશે એ તેં સ્વપ્ને પણ વિચાર્યું નહિ હોય. નિઃસન્દેહ માનજે



# પ્રકરણ ૩ જું.

## સલાહ.

રામ વિચારભૂવનમાં જઇ પોતાના સિંહાસન પર બેઠા, અને પાસે ઉભા રહેલા દરવાનને હુકમ કર્યો કે ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નને બોલાવી લાવ. હંમેશાં વડિલ ભ્રાતા સંધ્યા સમયે સીતાની પાસેજ રહેતા પરંતુ આજ અત્યારે ઓચિંત્યા વિચાર ભુવનમાં બોલાવે છે, તેનું કંઇ કારણ હોવું જોઇએ, તે બાબત નક્કી ન કરી શકવાથી ભરત વગેરેના મનમાં સંદેહ અને વ્યાકુળતા પેદા થયાં અને મનમાં જુદી જુદી જાતની કલ્પનાઓ ગોઠવતા જલદી જલદી વિચારભુવનમાં જઇ પહોંચ્યા. ત્યાં જતાની સાથે જોયું કે એકલા રામ ગાલે હાથ રાખી બેસી રહ્યા છે, અને રહી રહીને લાંબા નિશ્વાસ નાખી રહ્યા છે, અશ્રુધારા આંખોમાંથી વહી રહી છે. મોટાભાઇની આવી દશા જોઇ નાનાભાઈઓને ઘણું દુઃખ લાગ્યું અને શા કારણથી તેમની આવી સ્થિતિ થઇ છે, તે ન

જાણવાથી બુદ્ધિ નાશ પામી હોય તેવા બની સામા ઉભા રહ્યા, ઘણું વિપરીત પરિણામ આવેલું છે, તેમ ધારી ત્રણેમાંથી એકે કારણ પૂછવા સાહસ ન કરી શક્યા. છેવટે એ ત્રણે ભાઇઓએ પણ આમ દીલગીર બનવાનું કારણ કોઇ ભારે આફત આવી પડી છે તેમ સમજી તથા રામની આ પ્રમાણેની ભયભીતતા જોઇ રોવાનું શરૂ કર્યું.

કેટલોક સમય વિત્યા બાદ પોતાના પર જોરથી વહેતા શોકને રોકી, આંખોમાંથી અશ્રુ લુછી નાંખી, ત્રણે ભાઇઓને પોતાની સામે બેસવા રામે કહ્યું. તે ત્રણે જણા આસન પર બેઠા, પછી એકદમ દીલગિરી સાથે રામચંદ્રનું મુખ શોકભરી આંખે જોવા લાગ્યા. રામની આંખોમાંથી જોસબંધ આંસુ વહેવા માંડયાં. તે જોઈ તેઓ પણ ઘણો શોક કરવા લાગ્યા, અને તેમની આંખોમાંથી આંસુની ઝડીઓ પડવા લાગી.

આમ સત્ય બીના જાણવાની અપેક્ષા નિષ્ફળ જવાથી વિનય ભરેલાં વચનોથી લક્ષ્મણે પૂછ્યું. ભ્રાતા! આપની આવી દશા જોઈ અમો મરવા જેવા થઇ ગયા છીએ. આપની આકૃતિ જોતાં, સ્પષ્ટ માલુમ પડે છે કે આપનું કોઇ એવું અશુભ થયું છે, કે જેનો અમારી પાસે બીલકુલ ઉપાય નથી.

"મોટા પેટવાળો સમુદ્ર નાની મોટી આફતોથી ગભરાતો નથી. ભયંકર પરિણામ નિપજાવે તેવા વાવાઝોડાથી હિમાલય ચલિત થતો નથી. તેથી કરીને આપ કયા કારણથી આટલા બધા ઉદાસ છો તેનો પૂરેપૂરો હેવાલ અમોને જણાવી અમારો જીવ બચાવો." આપનું મુખાર્વિન્દ સંધ્યા સમયના કમળની પેઠે તથા

પ્રાતઃસમયના ચંદ્રથી પણ મલિન અને તેજ વિનાનું જણાય છે, માટે જલદી કરો, જલદી કરો. વખત ન ગુમાવો. અમારાં હૃદય ફાટી જાય છે.

લક્ષ્મણે આ પ્રમાણે અતિ આગ્રહથી કારણ પૂછ્યું ત્યારે રામ લાંબો નિસાસા નાખી, અસહ્ય શોકના ભારવાળા બની, કેવળ દયા ઉપજાવે તેવાં વચનો કહેવા લાગ્યા. ભાઇ ભરત! લક્ષ્મણ! શત્રુઘ્ન! તમે મારૂં જીવન છો. મારૂં સર્વસ્વ ધન છો. તમારે લીધેજ હું આ કઠિન રાજકારભાર ચલાવી રહ્યા છું, અને તેમાં આવતી અડચણોને હું ખસેડતો રહ્યો છું. તમે મારૂં ભલું કરવામાં અને બુરૂ દૂર કરવામાં આગળ પડતા સહાય કરનારા છો. હું ભારે આફતમાં ઘેરાયો છું, અને તેમાંથી બચવાનો ઉપાય જાણવા માટે મેં અત્યારે તમને બોલાવ્યા છે. એ વિપત્તિ દૂર કરવાનો કેવળ એકજ ઉપાય છે. મેં ઘણું ઘણું વિચારી આખરે આ ઉપાયને પસંદ કરવો ઉચિત ધાર્યું છે. તમે ધ્યાન દઇ સાંભળો. સર્વ હકીકત તમારી સમક્ષ સારી રીતે જણાવું છું પછી તેનો ઘટતો ઉપાય કરી એ વિપત્તિમાંથી છૂટવા ચાહું છું.

આટલું બોલી રામ સ્તબ્ધ બની ગયા. અને ફરીથી ઘણા જોસથી આંસુ પાડવા લાગ્યા. ત્રણે નાના ભાઇઓ આ જોઇ પ્રથમની માફક બીના જાણવા સારૂ ચિંતામાં પડી ગયા, અને વિચારવા લાગ્યા કે મોટા ભાઇનાં લક્ષણ પરથી માલુમ પડે છે કે કોઇ ભારે અનર્થ થયો છે. કોણ જાણે સર્વ વાત સત્યાનાશની તો નહીં હોય? તેઓ પોતાની અનુભવશક્તિથી કાંઇ કળી શક્યા નહિ અને તેથી તે જાણવા માટે અત્યંત આતુર બની ગયા, અને વ્યાકુળ હૃદયે તેમનું–રામનું મોં જોવા લાગ્યા.

રામ કેટલોક વખત શાંત રહ્યા પછી લાંબો નિશ્વાસ લઇ બોલ્યા. ભાઇઓ સાંભળો. " મારા પહેલાં આ ઇક્ષ્વાકુ વંશમાં જે જે મહાન રાજાઓ થયા, તેમણે અવિચ્છિન્ન–એક ધારા પ્રભાવે કરી, પ્રજાનું રક્ષણ કરી તથા જુદી જુદી જાતનાં સારાં કાર્યો કરી આ પરમ પવિત્ર રાજવંશને ત્રણે લોકમાં પ્રખ્યાત બનાવ્યો છે. મારા જેવો બીજો કોઇ અભાગીઓ નથી. મેં જન્મ લઇ આ લાંબા વખતનાં પવિત્ર, ત્રણે લોકમાં પ્રખ્યાત વંશને કલંક કાદવમાં રગદોળ્યું છે. જેનો છુટકારો કોઇ પણ રીતે થઇ શકે તેમ નથી. લક્ષ્મણ ! તારાથી તો કંઇ વાત અજાણી નથી. જે વખતે આપણે પંચવટીમાં રહેતા હતા, તે વખતે દુષ્ટ રાવણ આપણી ગેરહાજરીમાં આવી બળ વડે સીતાજીને હરી ગયો હતો. સીતાજી એકલાં તે દુષ્ટને ત્યાં લાંબા વખત સુધી રહ્યાં હતાં આખરે સુગ્રીવની મદદથી એ દુષ્ટને તેનાં કર્મનો બદલો બરાબર આપીને આપણે સીતાજીને છોડાવ્યાં હતાં. મેં ઘણા દિવસ સુધી અન્યને ત્યાં રહેલાં સીતાજીને ઘરમાં રાખ્યાં. તે બાબતથી આ નગરની પ્રજા અને સાધારણ લોકો અસંતોષ પામ્યા છે અને મારી નિંદા કરે છે. તેથી મેં નિશ્ચય કર્યો છે કે 'હું સીતાનો ત્યાગ કરીશ.' સર્વ પ્રકારથી પ્રજાને સુખ આપવું તે મારો પ્રથમ ધર્મ છે. જો આ કામ હું ન કરી શકું તો પાપી જીવન નિભાવવું શા કામનું છે? તે તમે મને બતાવો; આ સમયે તમો પ્રસન્ન મનથી મારી વાતને ટેકો આપો, જેથી હું આ ધર્મ સંકટમાંથી છુટો થાઉં."

મોટા ભાઇની આવી વાત સાંભળી નાના ભાઇઓના મનમાં ગ્લાની ઉદ્ભવી અને ભય તથા વિસ્મય વધુ પ્રમાણમાં ભરાઇ

જવાથી શું કરવું, તે વિચારે મૂઢ બની માથું નીચું રાખી કેટલીકવાર સુધી શાન્ત રહ્યા.

આખરે લક્ષ્મણે દીલગીરી ભર્યા સ્વરે અને વિનયપૂર્વક નિવેદન કર્યું કે આર્ય ! આપે જે જે આજ્ઞા કરી છે તેમાં અમે કોઇ પણ પ્રકારની ફેરફારી કરી નથી તેમજ દુઃખ માન્યું નથી. જેથી આ સમયે પણ અમો આપની આજ્ઞાનું ઉલંઘન કરવા ઇચ્છતા નથી. પરંતુ આપની પ્રતિજ્ઞા સાંભળી આ શરીરમાંથી અમારો જીવ જાય તેવું ઇચ્છીએ છીએ. આપની પાસે આવતા પહેલાં અમારા મનમાં એ શંકા જરા પણ નથી થઈ કે આપ આવી સત્યાનાશની વાત જણાવશો. આ બાબતમાં મને કંઈ કહેવા ઇચ્છા છે ને તે આજ્ઞા હોય તો જણાવું.

લક્ષ્મણનાં વિનય અને દીલગીરી ભર્યા વચનો સાંભળી રામે કહ્યું. પુત્ર જે કહેવા ઇચ્છા હોય તે ખુશીની સાથે કહે.

તે પરથી લક્ષ્મણે કહ્યું. પૂજવા યોગ્ય જાનકી રાવણને ઘેર એકલાં રહ્યાં હતાં તે વાત સાચી અને રાવણ ઘણો દુષ્ટ હતો તે વાત પણ સાચી, તેમાં કંઇ શંકા જેવું નથી. એ પાપીને તેના પાપનું પુરેપુરૂં ફળ આપ્યા પછી જ્યારે સીતા માતાને આપની સમક્ષ લાવવામાં આવ્યાં ત્યારે લોકોના અપવાદથી ડરી પહેલાંજ તેમનો સ્વીકાર કરવા આપે કબુલ કર્યું ન હતું, પરંતુ ત્યારબાદ તેઓશ્રીની અલૌકિક પરીક્ષા કરી અને તેઓ શુદ્ધાચરણી હોવા સંબંધીની કંઈ શંકા ન રહી, ત્યારે તો તેમને આપની પાસે રાખ્યાં છે. તે પરીક્ષા સર્વની રૂબરૂમાંજ થઇ હતી. પરીક્ષા સમયે આપણા બે વગર, સેના અને સેનાપતિઓ તથા સર્વ દેવ દેવર્ષિ અને મહર્ષિ પણ હાજર હતા. સર્વેએ તેમનું પવિત્રપણું સ્વીકાર

ફરી આર્યાને પરમ શુદ્ધાચરિણી કહી ત્યારે આપે અંગીકાર કર્યો હતો. તેથી તેમના ઉપર બીજાને ત્યાં રહેવા સંબંધી કોઇ દોષ કે અપવાદ ઠરાવી શકાય તેમ નથી. એ કારણથી આપે આ સમયે શા માટે આવી વિપ ભરી ભયંકર પ્રતિજ્ઞા લઇ લીધી છે, તે મારી સમજમાં બીલકુલ આવતું નથી. આપ જેવા અનુભવી પુરૂષે તેવી અફવાઓ સાંભળી મનને ચલિત કરી દેવું એ ઘટિત નથી. "સાધારણ માણસોને સત્યાસત્યનો વિચાર નથી રહી શકતો, તેમની બુદ્ધિ અને વિચારશક્તિ ઘણી થોડી હોય છે, તેમના મનમાં જેમ આવે તેમ બોલ્યા કરે છે અને જે કંઇ ગપસપ–ઉડતી વાતો હોય તે સાંભળી વગર તપાસે સાચું માની બેસે છે, તેમ આપ પણ સાધારણ મનુષ્યની માફક ઉડતી વાતોથી સાચું માની બેઠા છો, પરંતુ એ લોકોની વાતોને સત્ય માનીએ તો આ સંસારમાં રહેવું પણ મુશ્કેલ થઇ પડે!"

માતા જાનકી પુર્ણ શુદ્ધાચારિણી છે. એ વિષયમાં તો હું સંપુર્ણ જાણું છું. આપના મનમાં એક ક્ષણ માટે કોઇ વખત સંદેહ પેદા થાયજ નહિ, તેમ છતાં તેઓએ અલૌકિક પરીક્ષામાં ઉત્તીર્ણ નીવડી પોતાની ખરી કસોટી કરી બતાવી છે. તેથી ફરીને કોઇના પણ મનમાં જરા સંદેહ રહેજ નહિ. આવી સ્થિતિમાં આર્યાનો ત્યાગ કરવામાં આવે તો લોકો આપણને નિર્દય માનશે અને ધર્મથી વિચાર કરતાં પણ આપણને એવું પાપ લાગશે કે જેનો છુટકારો કોઈ દિવસ થઇ શકેજ નહિ. હવે આપ સર્વે બાબતોને સારી રીતે તપાસી શું કરવું તેનો નિર્ણય કરશો. અમે તો આપના હુકમના ખરેખરા તાબેદાર છીએ, જે કંઇ

આપ આજ્ઞા કરશો તે અમો નિઃસંકોચપણે શિરપર ચઢાવી અમલમાં મૂકીશું.

આટલું કહી લક્ષ્મણ બોલતાં બંધ થયા, રામ પણ કેટલોક સમય મૌન્ય ધારણ કરી રહ્યા. ત્યાર બાદ લાંબો નિશ્વાસ લઈ બોલ્યા. 'વત્સ ! સીતાજીનું ચરિત્ર બીલકુલ શુદ્ધ–પવિત્ર છે તેમાં લેશ પણ સંદેહ નથી. સાધારણ માણસો કોઇ પણ બાબતનો વિચાર કર્યા સિવાય સાંભળે છે તે સાચું માની લે છે, અથવા પોતાના મગજમાં આવે તે ખરૂં માની લે છે અને તે બાબત સર્વ સ્થળે ચર્ચા કર્યા કરે છે તે વાત મને સારી રીતે યાદ છે. હું સારી રીતે સમજું છું. પણ તે બાબતમાં પ્રજાનો કોઈ પણ પ્રકારનો દોષ નથી. મારામાં દીર્ઘદ્રષ્ટિપણાની ખામી અને સાહસ હોવાથી આમ સર્વ નાશ થાય તેવું કર્તવ્ય કર્યું છે.' જો આપણે અયોધ્યામાં આવી પ્રજા અને નગરવાસીઓને ભેગા કરી તેમની સામેજ સીતાજીની પરીક્ષા કરી હોત, તો તે લોકોના મનમાંથી આ બાબતનો સર્વ સંદેહ દૂર થઈ જાત. સીતાજીએ અલૌકિક પરીક્ષામાં સફળ નીવડી પોતાનું શુદ્ધ ચારિત્ર બીન સંશયપણે સાબીત કરી આપ્યું છે તે સત્ય છે, પરંતુ એ પરીક્ષાની સત્યતાની બાબતમાં પ્રજાને પુરો વિશ્વાસ નથી. બલકે કેટલાકને તો રતીભાર પણ ખબર નથી. એથી કરીને સીતાના ચરીત્ર સંબંધી પ્રજાનો સંદેહ કોઇ પણ પ્રકારથી દૂર થઇ શકે તેમ નથી.

વિશેષ એ પણ છે કે રાવણનું ચરિત્ર અને સીતાનું તેને ત્યાં ઘણા વખત સુધી એકલાં રહેવું, એ બે બાબતોનો વિચાર

કરતાં સીતાના ચારિત્રના વિષયમાં લોકોના મનમાં સંદેહ પેદા થાય તે આશ્ચર્યજનક નથી. એ માટે હું તો પ્રજાને જરાપણ દોષ દઇ શકું તેમ નથી. મારા ભાગ્યબળે કરીને આવો અદ્ભુત ઉપદ્રવ મારે માથે આવી પડયો છે. મેં જો રાજ્યનો ભાર ગ્રહણ કર્યો ન હોત અને ધર્મને રૂબરૂમાં રાખી પ્રજા સુખની પ્રતિજ્ઞા ન લીધી હોત, તો આ અસત્ય લોકવાયકાની કાંઇપણ દરકાર ન કરતાં, કોઇપણ પ્રકારની ચિંતા ન કરતાં સુખથી સંસારયાત્રા કરત.

"જો રાજા બની પ્રજાસુખ ન વિચાર્યું તો પ્રાણ ટકાવી રાખવો શા કામનો છે.? જુઓ, પ્રજાએ સીતાને સતી ન માની એ સંબંધી સંદેહ દૂર કરવો કોઇપણ પ્રકારથી સંભવે તેમ નથી. જો સીતાને હું ઘરમાં રાખું તો લોકો મને અસતી વ્યભીચારીનો સંસર્ગી કહી ધિક્કાર આપશે. જન્મપર્યંત ધિક્કારને પાત્ર થવું તે કરતાં મરવું સારૂં છે. પ્રજાને આનંદમાં રાખવાને માટે મરણથી પણ હું ડરી શકું તેમ નથી. તમે ભાઇઓ મને પ્રાણ કરતાં વધારે વ્હાલા છો. છતાં પ્રજાની ખાતર તમારાથી જુદું પડવું પડે તો તેથી પણ હું દુઃખી બની શકું નહિ. તેથી કરીને સીતાનો ત્યાગ કરવો તે કંઇ કઠિન કાર્ય નથી. માટે હવે તમે તમારે મન ફાવે તે કહો, ગમે તેટલો અન્યાય ભલે હો, પરંતુ હું સીતાને તજી દઇ કુલકલંક ધોઇ નાખવા નિશ્ચય કરૂં છું જો તમારો મનથી મારા ઉપર દયા ભાવ હોય તો આ બાબતમાં હવે વધુ આપત્તિઓ નાખશો નહિ. સીતાને ત્યાગીશ કે પ્રાણને ત્યાગીશ. એ બેમાંથી એક તો અવશ્ય કરીશ એ સિદ્ધાંત અવશ્ય સમજી લેવો."

આટલું કહી અત્યંત દીલગીરીપૂર્વક નિસાસા નાખતા રામ, કેટલોક સમય સુધી આંસુ ભર્યા નેત્રે માથું નીચું રાખી શાન્ત રહ્યા. બાદ લક્ષ્મણને સંબોધી કહ્યું. વત્સ! મનમાંથી સર્વ શોક કાઢી નાખી મારી આજ્ઞાને અમલમાં મૂકી, થોડા સમય પહેલાં સીતાને તપોવન જોવાની ઇચ્છા થઇ છે તે બહાનાથી તેમને તું લઇ જઇ મહર્ષિ વાલ્મિકીના આશ્રયમાં મૂકી આવી પાછો આવ. તેથી હું આનંદ પામીશ. જો તેથી વિરૂદ્ધ વર્તીશ તો હું ઘણો દીલગીર થઇશ. તેં અત્યાર સુધી મારી આજ્ઞાનું કોઇ દિવસ ઉલંઘન કર્યું નથી, તેથી કરીને કાલે સવારેજ મારા કહ્યા પ્રમાણે કામ કરી પાછો આવ. તેમાં કોઇપણ પ્રકારની ભૂલ કે ગોટાળો થાય નહિ. એ ઉપરાંત મારી બીજી સૂચના એ છે, કે ગંગાને સામે કિનારે ઉતરતા સુધી સીતાને કોઇપણ રીતે જાણવા ન દેવું કે રામે તારો ત્યાગ કર્યો છે. તારૂં હૃદય કરૂણરસથી ભરેલું હોવાથી મારે તને ચેતવવાની જરૂર પડી છે.

આટલું બોલી રામ માથું નીચું કરી અશ્રુ પાડવા લાગ્યા ત્રણે નાના ભાઇઓ સીતાના ત્યાગ સંબંધી તેમની ભયંકર પ્રતિજ્ઞા સાંભળી દુ:ખ સહન કરવું ઉચિત માની શાંતિ પકડી માત્ર આંસુ ઢાળવા લાગ્યા. કેટલીક વારે રામે સીતાને મુકી આવવા સંબંધી પોતાની પ્રતિજ્ઞા અનુસાર કામ કરવાનું પુનઃ સૂચન કરી સર્વને રજા આપી અને વિશ્રાન્તિગૃહ-શયનભુવનમાં ગયા. ચારે ભાઇઓ શોક સાગરમાં ડુબી જવાથી અશ્રુ વહેવડાવતાં વહેવડાવતાં પોતાની રાત્રી દુ:ખમયપણે ગાળી.

# પ્રકરણ ૪ થું.

## સીતા-ત્યાગ.

બીજે દિવસે પ્રાતઃ થતાં લક્ષ્મણે સુમંત્રને બોલાવીને કહ્યુંઃ—'સારથી! રથ જલદીથી તૈયાર કરી લાવ. માતા જાનકીને તપોવન જોવા જવું છે. સુમંત્ર આજ્ઞા થતાં રથ તૈયાર કરવા ચાલ્યો. પછીથી જાનકીના નિવાસમાં જઇ જોયું તો જાનકી તપોવનમાં જવા માટે તૈયારી કરી રહ્યાં છે. અને રથની વાટ જોઇ રહ્યાં છે. 'પધારો.' આપના ચરણમાં મારા પ્રણામ છે. એમ કહી લક્ષ્મણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. સીતાએ સ્નેહપૂર્વક આશીર્વાદ આપ્યો કે, 'વત્સ! ચિરાયુ ભોગવો, સદા સુખી રહો."

લક્ષ્મણઃ—માતા! રથ આવી પહોંચ્યો છે. હવે જવાને માટે વધારે વિલંબ નથી.

સીતાએ પ્રસન્નતાપૂર્વક કહ્યું. વત્સ! આજ તપોવનમાં જવાનું હોવાથી હું આનંદમાં ને આનંદમાં રાત્રીના બીલકુલ સુતી નથી. સર્વ તૈયારી કરી બેસી રહી છું. રથ આવતાંજ ચાલીશું. "મેં

धार्युं हतुं के आवा प्रसंगे तपोवनमां जवा माटे राम अटकाव करशे, परंतु तेम न बनतां तेओए खुशीनी साथे मने जवा माटे संमति आपी तेथी हुं घणी खुशी थइ छुं. ते जरा पण मुखथी जणावी शकुं तेम नथी. में पूर्व जन्ममां केटलां तप कर्यां हशे, जेथी मने आवा अनुकुळ पति मळ्या. आर्यपुत्र जेवा पति बीजी कोइ पण स्त्रीने भाग्ये मळ्या हशे, आर्यपुत्रनो स्नेह, दया, ममता याद आवतां मने मारा सौभाग्यने माटे गर्व थाय छे. हुं देवताओने मन, वचन अने कायावडे प्रार्थना करूं छुं के जो पुनः मने स्त्री जन्म मळे तो आर्यपुत्र-रामना जेवा पति हंमेशां मळजो." आटलुं बोली आनंद भर्यां नेत्रोवडे जोतां जोतां सीता बोल्यां. वत्स! ज्यारे आपणे वनवासमां गयां त्यारे मुनिओनी पत्नीओ साथे मारे अत्यंत स्नेह बंधायो हतो, माटे तेओने भेटमां आपवा माटे में आ सर्व सुशोभित अने कींमती वस्त्रो साथे लीधां छे.

आटलुं बोली ते सर्व वस्तुओ लक्ष्मणने बताववा लाग्यां. ए समये पहेरागीरे आवी कह्युं के, सुमंत्र रथ तैयार करी दरवाजा आगळ लाव्यो छे. सीता तपोवनमां जवा एटलां बधां आतुर हतां के पहेरीगरनुं कहेवुं सांभळतांज सर्व वस्तुओ लेई लक्ष्मणनी साथे रथ पर जइ बेठां. थोडा वखतमां रथ अयोध्यानी बहार जई पहोंच्यो. अने नवां नवां स्थानोमांथी पसार थतो आगळ चालवा लाग्यो. आंखो ने मनने आनंद आपनारा प्रदेशो जोई सीता प्रसन्नताथी कहेवा लाग्यां. वत्स लक्ष्मण! हुं जे आ प्रदेश जोइ शकी छुं ते आर्यपुत्रनी कृपाने आभारी छे. जो तेओए आनंदथी मारी वात न मानी होत तो आटलो

આનંદ ક્યાંથી પ્રાપ્ત થાત ? મેં જેટલા આનંદથી તેમને વિનતિ કરી હતી તેટલાજ આનંદથી તેમણે મારા મનની ઇચ્છાઓને પૂર્ણ કરી છે.

ભોળી સીતાની આવી આનંદભરી વાતો સાંભળીને, અને રામચંદ્રજીએ તેને માટે કેવી સારી સગવડ કરી છે તે સંબંધી પોતાનાં મનમાં સત્ય તુલના થતાં લક્ષ્મણના મનમાં ઘણો ખેદ પેદા થયો, અને પોતાનો શોકાવેગ રોકી રાખી, ઘણા પ્રયત્ને કેટલુંક દુઃખ સહેતા, ખરા ભાવોને છુપાવી સીતાના આનંદમાં પોતે પણ ઉપલકીઓ હર્ષ બતાવવા માંડયો.

આ પ્રમાણે કેટલેક દૂર ગયા પછી સીતાનું મોં ઉતરી ગયું. તેમણે લક્ષ્મણને કહ્યું. વત્સ ! અત્યાર સુધી હું ઘણા આનંદમાં હતી, પરંતુ એકાએક મને તેમાં ધ્રાસકા જેવું લાગ્યું ને મારા મનમાં આનંદને બદલે ખેદ પેદા થાય છે. વામ નયન ફરકી રહ્યું છે, સર્વાંગ કંપી રહ્યું છે, હૃદય ગભરાય છે અને સર્વ દુનિયા શુન્યકાર ભાસે છે. અણુચિંતવ્યું ચિત્તમાં આવી ચંચલતા અને દુઃખનો આવીર્ભાવ થઇ આવ્યો તે કંઇ સમજી શકાતું નથી. કોણ જાણે આર્યપુત્રને કેમ છે ? તેઓનું કંઇ બુરૂં તો નથી થયું. અથવા પ્રાણથી પણ અધિક એવા પ્રિય ભરત શત્રુઘ્નને તો કંઇ નુકસાન નથી થયું ? ભગવાન્ શૃંગિઋષિને ત્યાંથી કંઈ અશુભ સમાચાર તો નથી આવ્યા ?" ત્યાં અમારી પૂજ્યા—સાસુ-જીઓમાંથી તો કોઇ બિમાર નથીને ? આ પ્રમાણે મનમાં તરંગો ઉત્પન્ન થાય છે, કંઈ સમજણ પડતી નથી. ગમે તેમ હોય પરંતુ કંઇને કંઇ અવશ્ય બુરૂં થયું હોવું જોઇએ, નહિ તો આવા

આનંદને પ્રસંગે ચિતમાં એકાએક ફેરફાર થઇ મનમાં દુઃખ શાથી ઉત્પન્ન થતું હશે ? વત્સ ! શાથી આમ થાય છે તે સમજાવો. કોણ જાણે મારો જીવ એકાએક ગભરાય છે; તપોવન જોવાની ઇચ્છા રહેતી નથી. અને મનમાં થાય છે કે અયોધ્યામાં પાછી જાઉં. તમોને એ પૂછું છું કે આર્યપુત્રે પણ સાથે આવવા કબુલ્યું હતું પછી તેઓ કેમ ન આવ્યા ? હું રથપર ચઢી તે સમયે આનંદસાગરમાં ડૂબી જવાથી તમોને પૂછવું ભૂલી ગઇ હતી. તેમના ના આવવાથી મારા મનમાં જુદી જુદી જાતની શંકાઓ થયા કરે છે. વત્સ ! હું શું કરૂં ? મારૂં ચિત્ત અધિકાધિક ગભરાય છે. રાવણ જે સમયે મને હરી ગયો હતો તે પ્રસંગે આ પ્રમાણેની સ્થિતિ મેં અનુભવી હતી. ફરીથી પણ તેવોજ ઉપદ્રવ થવાનો છે કે શું ? કોણ જાણે આજે કંઇ આફત આવી પડવાની છે ? અરે મનમાં એમ પણ થાય છે કે જો હું તપોવનમાં ન આવી હોત તો ઠીક થાત. આર્યપુત્રની પાસે રહેવાથી આટલો ગભરાટ ન થાત. કંઇક કંઇક એવો પણ ભાસ થાય છે કે ફરીથી આ જન્મમાં આર્યપુત્રને જોઇ શકીશ નહિ. સીતાના ચિતની આવી ગભરાયલી દશા જોતાં અને તેમની દીલગીરી ભરેલી વાણી સાંભળતાં લક્ષ્મણ ઘણા દુઃખી ને શોકાતુર બન્યા. ઘણી મહેનતે પોતાના દુઃખીભાવ છુપાવતા લક્ષ્મણ બોલ્યા. આર્યા ! આપ ગભરાશો નહિ. રઘુકુળના કુળદેવતા આપણું શુભ કરશે. આપ સર્વથી છુટાં પડી આવ્યાં છો, કોઇ અન્ય પાસે નથી, તેથી આપ આમ ગભરાઓ છો. આપ ગભરાઓ નહિ. આપનો આ પ્રકારનો ભાવ અલ્પ સમયમાં નાશ પામશે. આમ તો ઘણાના જીવ ગો-

ચિંતા ગભરાય છે. મનનો સ્વભાવ ચંચળ છે, તે સ્થિર રહી શકતું નથી. માટે આટલાં બધાં વ્યાકુળ ના બનો.

લક્ષ્મણનું કરમાયલું મોં જોઈ અને બોલીમાં વિકાર થતો સમજી સીતા વધુ વ્યાકુળ બની પુછવા લાગ્યાં. વત્સ! તમારી આકૃતિ જોતાં મારા મનમાં ભારે સંદેહ ઉદ્ભવે છે. તમારૂં આ પ્રમાણે ઉતરી ગયેલું મોં મેં કોઇ દિવસ જોયું નથી, માટે જો કંઇ અનિષ્ટ થયું હોય તો ચોકખે ચોકખું કહી દો, હું તમોને પ્રથમ એજ પૂછું છું કે આર્યપુત્ર તો સારા છે ને? કાલ ત્રીજા પ્રહર પછી મેં તેમને જોયા નથી. જો હું તેમને મળીને આવી હોત તો આટલી બધી વ્યાકુળ ન થાત.

આ પરથી લક્ષ્મણે કહ્યું. આપ ન ગભરાઓ. આપની ગભરામણ અને દુઃખ જોઇ હું વ્યાકુળ બન્યો, તેથી આપે મારૂં મોં અને બોલી ફેરફાર વાળાં જોયાં હશે; પરંતુ સાચું પૂછો તો એવી અનિષ્ઠ વાત કંઇ પણ બની નથી. આપ તેથી કંઇ બીજું સમજતાં નહિ. જેમ જેમ વિચાર કર્યા કરશો, ચિત્તને ચલિત બનાવશો તેમ તેમ ઉત્કંઠા અને દુઃખમાં વધારો થયા કરશે.

આમ કહેતાં, સાંભળતાં તેઓ ગોમતીને કિનારે જઇ પહોંચ્યાં. તે સમયે સર્વ વિશ્વને જીવન અને પ્રકાશ આપનાર સૂર્યનારાયણ ભગવાન અસ્તાચલ પર્વતના શિખરપર જઈ પહોંચ્યા હતા. સંધ્યા સમયે ગોમતીને કાંઠે ઘણો અવર્ણનિય આનંદ મળે છે. ચંચલ બનેલાં પ્રાણીને પણ શાન્તિ મળે છે. સારા નસીબે સીતાનો પણ ચાલતા માનસિક દુઃખમાંથી છુટકારો થયો. તે જોઇ લક્ષ્મણને ઘણો આનંદ થયો. પહેલી રાત્રી તેઓએ અહીંજ ગુજારી, રસ્તાનો થાક અને મનનું વિશેષ વ્યાકુળપણું પ્રાપ્ત થવાથી સીતા અતિ

શ્રમિત બન્યાં હતાં. તેથી કરીને તેમને એકદમ ઉંઘ આવી ગઇ. તે જ્યાં સુધી જાગૃત હતાં ત્યાં સુધી લક્ષ્મણે વિચાર કરી જુદી જુદી મન લોભાવનાર વાતોમાં તેમને એવાં લોભાવ્યાં, કે જેથી તેમનું મન બીજી વાતમાં જઇ શક્યું નહિ. આથી સંધ્યાકાળે સીતાના મનમાં જે દુઃખ પેદા થયું હતું તેનું લક્ષણ રાત્રે જરા પણ જણાયું નહિ.

પ્રાતઃ થતાં ગોમતી કિનારાથી તેઓ આગળ ચાલ્યાં. પોતાની ડાબી જમણી બન્ને બાજુના રમણિય પ્રદેશોને જોઇ સીતાને સુખનું ભાન થયું. કાલે તેમના મનમાં જે વ્યાકુળતા અને પીડા હતી તેમાંનું કંઇ આજે જણાતું નહતું.

આખરે રથ ગંગાના કિનારે આવી પહોંચ્યો. ગંગાના બીજે કિનારે જઇ સીતાને જન્મપર્યંત તજવાં પડશે. એ વિચારતાં લક્ષ્મણ શોક સાગરમાં એવા ડુબી ગયા કે પોતાનો શોકાવેગ રોકી શક્યા નહિ. હવે તો અંદરના ભાવો પણ રોકી શક્યા નહિ, અને આંસુ પણ રોકી શક્યા નહિ. આ જોઇ સીતાએ ઘણાં દુઃખી થઇ પૂછ્યું. વત્સ ! તમારી હાલત આમ કેમ થઇ રહી છે ? બોલો.

લક્ષ્મણે આંસુ લુછી પ્રત્યુત્તર વાળ્યો. માતા ! આપ વ્યાકુળ ન બનો. ઘણા દિવસે ગંગાને જોઇ મારા અંતઃકરણમાં એવો અદ્ભુત ભાવ પેદા થયો કે મારી આંખોમાંથી એકાએક આંસુ નીકળી પડયાં. અમારા વડીલ કાપલ મુનિના શાપથી બળીને ભસ્મ થયા હતા, ભગીરથે કેટલો પ્રયત્ન કરી ગંગાદેવીને પૃથ્વી પર આણ્યાં ને વડીલોનો ઉદ્ધાર કર્યો. જેથી એ વાત યાદ આવતાં મારૂં મન ખિન્ન થયું હતું.

સીતા ઘણાં ભોળાં અને શુદ્ધ મનવાળાં હોવાથી લક્ષ્મણના આ પ્રમાણેના સમજાવવાથી સમજી ગયાં, અને આતુર બની ગંગાને બીજે કિનારે જવા વારંવાર લક્ષ્મણને કહેવા લાગ્યાં. હજી સુધી સીતાને ખબર નહતી કે ગંગાને બીજે કિનારે પહોંચતાં પોતાને જન્મપર્યંત એવા શોક સાગરમાં ડુબવું પડશે કે જેમાંથી તરવું–નીકળવું ઘણું મુશ્કેલ હતું.

તરત નાવ આપી પહોંચ્યું. સુમંત્રને કિનારા પર રથ ઉભો રાખવાનું કહી લક્ષ્મણ સીતા સાથે નાવ પર ગયા. અને તેમાં બેસી થોડીવારમાં ગંગાને બીજે કિનારે જઇ પહોંચ્યા. તપોવનમાં દર્શન કરવાની આતુરતાને લીધે સીતા ત્યાં પણ ઉતાવળથી જવા તૈયારી કરવા લાગ્યાં. ત્યારે લક્ષ્મણે કહ્યું. થોડો વખત રોકાવ. મારે કંઇક નિવેદન કરવું છે. તે અહીં આગળ કરીશ. આટલું બોલી માથું નીચું નમાવી તે રોવા લાગ્યા.

સીતાએ ગભરાઇને પૂછ્યું. "કંઇક કહેવું છે, એટલું બોલી આટલા બધા વ્યાકુળ કેમ થઇ ગયા ? શું કહેવું છે તે જલદી કહો. તમારા ચિત્તનો ભાવ એકાએક બદલાઇ જવાથી હું આકુળ-વ્યાકુળ બની જાઉં છું. જે કહેવું હોય તે જલદી કહો. મારો જીવ ગભરાય છે. તમે આવ્યા તે વખતે આર્યપુત્રના કંઇ શોકકારક સમાચાર સાંભળી આવ્યા છો ? કોઇ પણ પ્રકારની સત્યાનાશની વાત જાણીને આવ્યા છો ? જે થયું હોય તે જલદી કહો.

ત્યારે લક્ષ્મણે કહ્યું દેવી ! શું કહું ? કહેવા ચાહું છું પણ મોઢેથી તે વાત થઇ શકતી નથી. મોટા ભાઇની આજ્ઞાનો હું

દાસ છું. મારા નસીબમાં આમ લખ્યું હશે એવું મેં સ્વપ્ને પણ વિચાર્યું નહતું. જે વાત બની છે તે યાદ કરતાં મારી છાતી ચીરાઇ જાય છે. એ પહેલાં હું મરી ગયો હોત તો મારૂં સદ્ભાગ્ય સમજત. જો મૃત્યુથી પણ અધિક કોઇ ભારે આફત મારા ઉપર આવી પડત તો તે પણ સારી હતી. કેમકે આ અવસ્થામાં મારે ભાઇના ધર્મહિન હુકમનું પાલન કરવું પડત નહિ. હાય! ભગવન્! મારા નસીબમાં આજ હતું! આટલું બોલી મૂળમાંથી ઉખડી ગયેલા વૃક્ષની માફક પૃથ્વી પર ઉભા હતા ત્યાંથી તે નીચે પટકાઇ પડયા.

લક્ષ્મણની એકાએક આવી પલટાયલી હાલત જોઇ સીતા કેટલોક સમય અબોલ અને બુદ્ધિનાશ પામી હોય તેવાં બની ગયાં, અને દીગ્મૂઢ જેવાં ઉભાં રહ્યાં. થોડી વારે સીતાએ લક્ષ્મણને પૃથ્વી પરથી ઉઠાડયા અને પોતાની સાડી વતી આંખોનાં અશ્રુ લુછી નાંખ્યાં. જ્યારે તે શાન્ત થયા ત્યારે સીતાએ દીલગીર થઇ પૂછયું. વત્સ! શા માટે તમે આટલા બેહોશ થઇ ગયા હતા? શા માટે મૃત્યુની સોડમાં ભરાવા ઇચ્છા કરતા હતા? હું તમને ઘણા ગભરાયલા જોઈ શકું છું. જેવા તેવા કારણથી તમે આટલા બધા ગભરાઓ નહિ. કહો તો ખરા, કે આર્યપુત્રનું કંઇ અશુભ થયું છે? તમારો જીવ તેમનામાં છે. તમારા ભાવો પરથી સ્પષ્ટ જણાય છે કે તેમને કંઇ નુકસાન પહોંચ્યું છે. મને હવે માલુમ પડે છે કે કાલ ત્રીજા પહોરે મારો જીવ આજ કારણથી બેચેનમાં હતો. જેવું હોય તેવું સત્ય કહી, જલદીથી તમે મને જીવતદાન આપો. મારા દુઃખની અવધિ થઇ છે. જલદી

કહો. વખત ન ગુમાવો, મને સ્પષ્ટ જણાય છે કે મારૂં સર્વ નાશ થયું છે. નહિતર આવા સમયે આટલા બધા વ્યાકુળ તમે કદાપિ બનો નહિ.

સીતાની આટલી વ્યાકુળતા અને શોક જોઇ લક્ષ્મણનો શોકાગ્નિ પહેલાં કરતાં અધિકતર વધવા લાગ્યો. આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી, ગળું રૂંધાઇ ગયું, વાચા બંધ થઇ. ગમે તેવી કઠોર વાત હશે તો તે પણ કહેવી પડવાની એમ વિચારી તે ભ્રાતાનો હુકમ કહેવા વારેવારે તૈયાર થતા, પરંતુ તે નિર્દય વાક્ય તેમના મોઢામાંથી નીકળી શકતું નહિ.

આવી અવસ્થા જોઈ સીતાએ તેમના હાથ પકડી ગભરાયલા ચિત્તથી, દીલગીર ભર્યાં વચનોથી આગ્રહપૂર્વક કહેવાનું શરૂ કર્યું. વત્સ ! હવે વખત ન ગુમાવો. આર્યપુત્રે જે હુકમ કર્યો છે તે ગમે કેટલો કઠોર હોય તોપણ તમો તે જલદીથી કહી સંભળાવો. ઘડીવાર પણ વિલંબ ન કરો. હું આજ્ઞા કરૂં છું કે તમે નિઃશંકપણે નિશ્ચિત બની જે હોય તે કહી બતાવો. તમારી કંઇક વાત સાંભળી અને તમારા મનોભાવ જોઇ મને ચોકખું માલુમ પડે છે કે મારૂં નસીબ ફુટી ગયું ! જે થયું છે તે જલદી કહો. હવે વાર ન કરો. હું એક ક્ષણ પણ આવી સંશય ભરી અવસ્થામાં રહી શકતી નથી. જે હોય તે કહી મારો પ્રાણ બચાવો. આર્યપુત્રનું કંઇ અશુભ તો નથી થયું ? જો તે તેઓ સુખરૂપ હોય તો મારૂં ગમે તેટલું અશુભ થાય તેની પરવા નથી, તેથી હું લેશ પણ દુઃખ માનીશ નહિ. તમને મારા સમ છે. આર્યપુત્ર—રામની આણ છે. જો હજી વખત ગુમાવશો તો મને જીવતી

કો... ... નહિ. જો એ દુઃખી કરી મારવા ચહાતા ન હો તો ... ... ...મત ન ગુમાવો. સીતા આમ વારંવાર વિનવવા લાગ્યાં.

સીતાનાં આવાં વાક્યો સાંભળી લક્ષ્મણે વિચાર્યું કે હવે વિલંબ કરવો ઉચિત નથી પછીથી મહા પ્રયત્ને ચિત્તને પત્થરના જેવું સ્થિર કરી ઘણા દુઃખપૂર્વક તેમણે પોતાનું બોલવું શરૂ કર્યું. "આર્યે! શું કહું? કહેતાં કહેતાં મારી છાતી ફાટી જાય છે. આપ રાવણને ત્યાં એકલાં રહ્યાં તે માટે નગરવાસી અને દેશવાસી આપના આચરણને માટે શંકા કરે છે, અને આપને તિરસ્કારની લાગણીથી જુએ છે આર્યે! રામે એ સાંભળી સ્નેહ, દયા અને મમતાને છોડી દઇ નિંદા મટાડવાને માટે આપનો પરિત્યાગ કર્યો છે. તેઓએ મને હુકમ કર્યો છે, કે તપોવન જોવાના નિમિત્તે તેને લઇ જઇ વાલ્મિકીના આશ્રમ આગળ મૂકી આવ. તે હુકમને માન આપી હું આપને અહીં લાવ્યો છું. જુઓ આ વાલ્મિકીનો આશ્રમ છે."

આટલું કહી લક્ષ્મણ ભૂમિ પર પડયા, અને મૂર્છા પામ્યા. સીતા પણ સાંભળતાં બેહોશ બની, વાવાઝોડાથી તૂટી જતા કેળના દાંડાની માફક ભૂમિપર ગબડી પડયાં. કેટલીક વારે લક્ષ્મણને ભાન આવતાં ઘણા પ્રયત્ને તેમણે સીતાને ભાનમાં આણ્યાં; ચૈતન્ય પ્રાપ્ત થતાં સીતા ગાંડાના જેવાં એકી ટસે લક્ષ્મણનું મોં જોવા લાગ્યાં. લક્ષ્મણ પણ બુદ્ધિહીન બની પુતળા જેવા માથું નીચું નમાવી આંખોથી આંસુ વહેવડાવતા ઉભા રહ્યા. સીતાની આંખોમાંથી જોરથી આંસુ વહેતાં હતાં, શ્વાસોશ્વાસ જોરથી ચાલતો

હતો, અને સર્વાંગ કંપવા લાગ્યું હતું. આ જોઇ અત્યંત વ્યાકુળ બની લક્ષ્મણ સીતાને બોધ દેવા તૈયાર થયા, પણ શું બોધ આપે? કેવી રીતે ધીરજ રાખી શકે? માત્ર બુદ્ધિ કામ ન કરવાથી પાડવા લાગ્યા.

થોડો સમય વિત્યા બાદ પોતાના ચિત્તને પહેલાં કરતાં અધિક સ્થિર કરી સીતાએ કહ્યું. લક્ષ્મણ! હું કોને દોષ આપું? સર્વ દોષ મારા નસીબનો છે, નહિ તો રાજાની પુત્રી તથા રાજાની રાણી હોઇ કોઇ મારા જેવી જન્મ દુઃખી થઇ છે? કહો તો ખરા. મને જણાયું છે કે જન્મભર દુઃખ સહેવા માટેજ મારો જન્મ થયો છે. વત્સ! છેવટે મારી આવી ગતિ થશે તે કોણ જાણતું હતું? ઘણા દિવસે આર્યપુત્રનો મેળાપ થયો ત્યારે મેં જાણ્યું કે હવે મારા દુઃખનો અંત આવી ગયો, પરન્તુ વિધાતાએ મારા ભાગ્યમાં સહસ્ત્રગણું દુઃખ લખ્યું છે તે મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. હાય વિધાતા! તારા મનમાં આજ હતું?

આમ કહેતાં કહેતાં જાનકીનું ગળું રૂંધાઈ ગયું. તે કેટલીક વાર સુધી એક શબ્દ પણ બોલી શકયાં નહિ. ત્યાર પછી લાંબા નિસાસા નાખતાં બોલ્યાં. લક્ષ્મણ! મેં પૂર્વ જન્મમાં કેટલાં પાપ કર્યાં હશે તે કહી શકાતું નથી. નહિ તો વિધાતા મારા નસીબમાં આટલા બધા દુઃખભોગ શા માટે લખત? વિધાતાને શા માટે દોષ આપું. "સર્વ પોતાના કર્યા કર્મનાં ફળ ભોગવે છે." મેં પૂર્વ જન્મમાં જેવાં કર્મ કર્યાં છે તેવાં દુઃખ ભોગવી રહી છું. મેં તે જન્મમાં કોઇ પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિથી જુદી પાડી હશે. તે મહા પાપથી આજ મારી આ ગતિ થઇ છે.

નહિ તો આર્ય પુત્રનું હૃદય સ્નેહ, દયા અને મમતાથી ભરેલું છે. હું એક પતિવ્રતા શુદ્ધાચરિણી છું. તે સારી રીતે સમજે છે, તો પણ આવા સમયે તેઓએ મારો ત્યાગ કર્યો તે સર્વ મારા પૂર્વ જન્મનાં કર્મનાં ફળ છે બીજું કાંઇ નહિ. વત્સ ! મને વન વાસનું દુઃખ સાલતું નથી. આર્ય પુત્રની સાથે હું ઘણો વખત વનમાં રહી છું, તેથી મને એક ક્ષણપણ દુઃખ જણાયું નથી. જો આર્યપુત્ર સાથે હોત તો હું જન્મ પર્યંત વનવાસ ભોગવવામાં દુઃખ ન માનત. જે થયું તે ખરૂં. મારા મનમાં એ દુઃખ થાય છે કે મુનિની સ્ત્રીઓ જયારે મને પૂછશે કે આર્યપુત્રે શા કારણથી ત્યાગ કર્યો, ત્યારે તેઓને હું શો પ્રત્યુત્તર વાળીશ ? તે સર્વ આર્ય પુત્રને કરૂણાસાગર માને છે. હું ખરેખરૂં કારણ જણાવીશ તો પણ મારો વિશ્વાસ કદાપિ કરશે નહિ, તે જરૂર વિચારશે કે મેં કોઈ ભારે ગુન્હો કર્યો છે, તેથી તેમણે મારો ત્યાગ કર્યો છે. વત્સ ! સાચું કહું છું કે જો હું ગર્ભવંતી ન હોત તો આજ ક્ષણે તમારી રૂબરૂ હું ગંગામાં ડૂબી મરત. તમેજ કહો કે હવે મારે જીવવાનું શું પ્રયોજન છે ? આ અવસ્થામાં મારો જીવ બચાવવો ઘટિત છે ? મને તો એ આશ્ચર્ય થાય છે કે આર્યપુત્રે પરિત્યાગ કર્યો તે વાત સાંભળતાં મારો શ્વાસ અત્યાર સુધી કેમ નીકળી જતો નથી ! મારા જેવું કઠિન હૈયું કોઈ બીજાનું ભાગ્યે હશે ! મારો પ્રાણ પણ કેવો છે કે હજી સુધી આ શરીર છોડી નીકળી જતો નથી ! વિધાતાએ મને જન્મ દુઃખી બનાવવા સંકલ્પ કર્યો હશે તેથી જો હું મરી જાઉં તો તેનો તે સંકલ્પ વિફળ થાય તે માટે હું મરી શકતી નથી.

આ પ્રમાણે આક્ષેપ અને વિલાપ કરતાં કરતાં લાંબો નિ·સાસો નાંખી 'હા,! વિધિ! તેં શું આ બતાવ્યું? કહેતાં સીતા ફરીથી મૂર્છા પામી ભૂમિ પર પડયાં. સુશીલ લક્ષ્મણ આ બધું જોઇ સાંભળી શોકને આધીન બની અત્યંત આંસુની ધારા વહે વડાવા લાગ્યા. રામચંદ્રની અપૂર્વ અને અલૌકિક પ્રજાપ્રીતિ આ અપૂર્વ અનર્થનું મૂળ થઇ પડી તે વિચારી ઘણા દુઃખી થયા અને મુડદા જેવા થઇ કહેવા લાગ્યા, કે આ પહેલાં મારૂં મૃત્યુ થયું હોત તો હું આ લોકના નિંદિત ધર્મ અને તજવા યોગ્ય કર્મનો અનુભવ લેવા પામત નહિ. આર્યની આજ્ઞાનું પાલન કરવાની પ્રતિજ્ઞા લઇ મેં ભારે પાપ કર્યું છે, હું ઘણો પાપી અને પત્થર જેવા કઠણ કાળજા વાળો છું, નહિ તો આવું નિષ્ઠુર કર્મ કરવાનો ભાર મેં શા માટે ઉપાડી લીધો? આવી સરળ હૃદયવાળી શુદ્ધાચરિણી પતિવૃતા સ્ત્રીના સૌભાગ્યને નુકસાન પહોંચાડનારી વાત શા માટે સંભળાવી? જો મોટા ભાઇની આ·જ્ઞાનું પાલન ન કરી હું જન્મભરને માટે તેમના ગુસ્સાને પાત્ર બનત અને પરલોકમાં નર્કવાસી બનત તો તે પણ મારે માટે આના કરતાં હજાર ઘણું સારૂં હતું. મેં જે કાર્ય કર્યું છે તે સર્વ નિંદિત છે. હા! વિધાતા! શું તેં આવું નિર્દય કાર્ય કરવાની પ્રવૃત્તિ મારે માટેજ યોજી રાખી હતી? રે પાપી હૃદય! તું કે ફાટી નથી જતું? હા નિષ્ઠુર પ્રાણ! તું હમણાંજ શે નીકળી નથી જતો? હાં બળતા દેહ! તું હમણાંજ કેમ ટુકડેટુકડા નથી બની જતો? અરે! હવે પૂજ્ય ભાભીશ્રીની દુરાવસ્થા મારાથી નથી જોઇ શકાતી. હા ભાઇ! તમે આવા કઠિન હૃદયના બનશો, તે મેં સ્વપ્ને પણ નહોતું જાણ્યું! અગર તમારા મનમાં આજ

હતું તો પછી ભાભીને લંકાથી લાવવા માટે ભીષ્મ પ્રયત્ન શા માટે કર્યો હતો? રાવણ જ્યારે હરણ કરી ગયો ત્યારે તમારે ઉન્મત્ત અને ચૈતન્યહિન બની હાહાકાર કરતા ઘેલા ઘેલા ફરવાની શી જરૂર હતી? છેવટે તમારે આવું કરવાને માટેજ અમોને લંકાના યુદ્ધમાં એટલું દુઃખ ભોગવાવ્યું હતું? પરંતુ તમારા જેવા કઠણ કાળજાવાળો નિર્દય આ દુનિયામાં બીજો કોઇ જવલ્લેજ હોય!

કેટલીકવાર સુધી આમ ભ્રાંતિમાં ને ભ્રાંતિમાં રામચંદ્ર ઉપર આક્ષેપ અને તિરસ્કાર કરતા લક્ષ્મણ પોતાના હ્રદયમાં ઉછળતા શોકાવેશને રોકી સીતાને હોંશમાં લાવવા પ્રયત્ન કરવા લાગ્યા. ચૈતન્ય આવતાં કેટલોક સમય શાન્ત રહી, સ્નેહથી લક્ષ્મણને સંબોધી સીતાએ કહ્યું. "વત્સ! ધૈર્ય રાખો. રૂવો નહિ. પસ્તાવો છોડી દો. સર્વ કાંઈ ભાગ્યાધીન છે. મારા ભાગ્યમાં જે હતું તે થયું છે. તે માટે તમે દુઃખી ન થાઓ. શોક કાઢી નાંખો. મારી ચિંતા છોડી જલદીથી મારા સ્વામી પાસે જાઓ. મને તરછોડી તે દુઃખી–અસ્થિર બન્યા હશે તેમાં સંદેહ નથી, તમે જઇને એવો પ્રયત્ન કરશો કે જેથી તેમનો શોક દૂર થાય, ચિત્ત સ્થિર થાય. તેમને કહેજો કે મારા ત્યાગથી તમારે દુઃખી થવાનું કંઇ પ્રયોજન નથી. તમે બહુ વિચારીને કામ કર્યું છે. રાજાનો મુખ્ય ધર્મ એ છે કે પોતાનો જીવ આપીને પણ પ્રજાને સુખી કરવી. મારો ત્યાગ કરી તેમણે રાજધર્મનું પાલન કર્યું છે. હું તેમના મનની સ્થિતિ જાણું છું. તેમણે માત્ર લોકનિંદાના ભયથી આ કામ કર્યું છે તે બાબત જરા પણ

સંદેહ જેવું નથી. સર્વ શોક-ક્ષોભ છોડી પ્રસન્નતાથી પ્રજા-પાલન કરશો.

તેમના ચરણમાં મારા પ્રણામ કરી કહેશો કે, હાલ આપે લોક નિંદાના ભયે કરી મને અયોધ્યાથી દૂર કરી છે તોપણ એ નિવેદન છે કે જેથી તેમના મનમાંથી એક ક્ષણ પણ હું અળગી ન થાઉં. હું તપોવનમાં બેઠી બેઠી પણ એ હેતુથી તપસ્યા કરીશ કે જેથી જન્મોજન્મ રામ મારા પતિ હોય. તેમને ખૂબ સમજાવી કહેશો કે જો આપે હાલમાં મને ભાર્યા ભાવથી તજી હોય તો પણ મને આપની એક સામાન્ય પ્રજામાંની એક એક કિંકરી જેવી ગણશો. તેઓ સમુદ્રો સાથે પૃથ્વીના અધીશ્વર છે, જેથી હું જ્યાં રહીશ ત્યાં તેમના અધિકારમાં—તેમની તાબાની-પ્રજા તરીકે જીવન ગુજારીશ."

આવું બોલી અત્યંત શોકાકુલ બની સીતા કેટલોક સમય મૌન રહ્યાં. ત્યારબાદ ઘણાં દીલગીર બની કહેવા લાગ્યાં. 'લક્ષ્મણ' મારા ભાગ્યમાં જે લખ્યું હતું તે થયું છે. જેથી હું કંઇ પણ ગભરાતી નથી. માત્ર પાછળથી આર્યપુત્રના મનમાં કંઇ ક્લેશ ન થાય તે વિચારથી ગભરાયા કરૂં છું. તેમને વિનય પુર્વક કહેશો કે આપ તે શોક છોડી જલદીથી આપના ચિત્તને ઠેકાણે લાવશો. મને પાર વિનાનું દુઃખ મળ્યું છે ખરૂં, પણ હું તેમને જરા પણ દોષ આપીશ નહિ, મારા નસીબમાં જે હતું તે થયું છે. તે માટે તે શોક કરે નહિ. વત્સ ! તમારી પાસે એ માગણી છે કે તમો હંમેશાં તેમની પાસે રહેશો, ક્ષણવાર એકલા રહેવા દેશો નહિ. એકલા પડવાથી તેમની ઉત્કંઠા અને અસુખ-માં વૃદ્ધિ થશે. તે સુખી રહે તેમાં મને આનંદ છે. જેથી તમે

એવો પ્રયત્ન કરશો કે તે સુખી થાય. ' આટલું કહી લક્ષ્મણનો હાથ પકડી, આંખોમાં આંસુ લાવી સીતાએ કરુણ સ્વરે કહ્યું. તમે મારા સમ ખાઇને કહો કે આમાં હું ભૂલ નહિ ખાઉં. હું તપોવનમાં રહીને સાંભળીશ કે આર્યપુત્ર કુશલ છે, તો મારૂં સર્વ દુઃખ—શોક નાશ પામશે.

આટલું કહેતાં સીતાની આંખોમાંથી બેસુમાર અશ્રુધારા વહેવા માંડી. તેનાં આ પ્રમાણેનાં પતિભક્તિનાં આદર્શ વચન સાંભળી શોકરૂપી આંસુઓથી લક્ષ્મણની છાતી ભરાઇ આવી. લક્ષ્મણને આશ્વાસન આપવા સીતાએ કહ્યું. વત્સ! શોકાવેગને રોકી જલદીથી મારા સ્વામી પાસે જાઓ. વખત ન ગુમાવો. વારંવાર આ પ્રમાણે કહેતાં સીતા લક્ષ્મણને પાછા વાળવા અધીરાં બનવા લાગ્યાં. ત્યારે સીતાને પ્રણામ કરી તેમની પ્રદક્ષિણા કરી, લક્ષ્મણ હાથ જોડી સામા ઉભા રહ્યા; અને આંખમાંથી આંસુ ઝરતાં ઝરતાં દીલગીરી ભર્યાં વચને કહેવા લાગ્યા. ભાભી ! આપ પ્રથમથી જોતાં આવ્યાં છો કે હું મારા વડીલ ભાઇનો આજ્ઞાંકિત સેવક છું. તે જે હુકમ ફરમાવે છે તે બોલ્યા ચાલ્યા વિના પાળ્યા કરૂં છું. ' નાના ભાઇનો ધર્મ છે કે પોતાનો જીવ આપી મોટા ભાઇની આજ્ઞાનું પાલન કરવું. ' એ અનુજ ધર્મને માન આપી હું મોટા ભાઇની આજ્ઞાનું પાલન કરવા આવ્યો હતો. હું જે નિષ્ઠુર કર્મ કરવા આવ્યો હતો તે પુર્ણ થઇ ચૂક્યું. હવે મારી એજ વિનતિ છે કે આપનો મારાપર જે અવર્ણનિય સ્નેહ અને વાત્સલ્ય પ્રેમ છે તે જરા પણ કમી થવા દેશો નહિ અને ભાઇની આજ્ઞાનુસાર આપની સાથે અઘટિત વ્યવહાર કરી મેં જે ગુન્હો કર્યો છે તેને માટે કૃપા કરી મને ક્ષમા આપશો.

આ પ્રમાણે લક્ષ્મણને શોકાતુર જોઇ સીતાએ કહ્યું. 'વત્સ ! તમારો શો અપરાધ છે ? તમે શા માટે વ્યર્થ દુ:ખી થઇ પસ્તાવો કરો છો ? તમારાપર રોષ અને અસંતોષ કરવાની વાત દૂર રહી, પરંતુ નિત્ય દેવતાઓને મન, વચન અને કાયાથી પ્રાર્થના કરૂં છું કે જન્મોજન્મ તમારા જેવા ગુણવાન દીયર મેળવવા ભાગ્યવાન થાઉં. વત્સ ! ચિરાયુ ભોગવો. તમે અયોધ્યામાં જઇને મારા સ્વામીના ચરણમાં પ્રણામ કરશો. ભરત, શત્રુઘ્ન અને મારી બ્હેનોને મારો પ્રેમ બતાવજો. ભગવન્ શૃંગીઋષિના આશ્રમમાંથી સર્વ સાસુજી જ્યારે પાછાં વળે ત્યારે તેઓને મારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કહેશો. વત્સ ! તમને બીજી પણ એક વાત કહેવા ઇચ્છું છું. હું જન્મે દુ:ખી છું, વિધાતાએ મારા ભાગ્યમાં સુખ લખ્યું નથી. જેથી મારૂં સર્વ નાશ થયું છે. જેથી હું દુ:ખી નથી; પરંતુ તમે એવી રીતે વર્તશો કે જેથી મારી બ્હેનોને –દેરાણીઓને કંઇ પણ દુ:ખ થાય નહિ. તે સર્વ મારે માટે ઘણું રૂદન કરશે, તમે ત્રણે હરેક પ્રકારે એવો યત્ન કરશો કે જેનાથી તેઓનો શોક જલદીથી દૂર થાય. તેઓને કહેશો કે હું તો મારા કર્મનું ફળ ભોગવી રહી છું, જેથી મારા માટે શોકાકુલ બની કલેશ કરવાનું કંઇ પ્રયોજન નથી.

આમ સ્નેહભાવે વારંવાર આશીર્વાદ આપી સીતાએ લક્ષ્મણને પાછા જવા વિનવ્યું. આંખોમાં અશ્રુ લાવી લક્ષ્મણે હાથ જોડી ગદ્ગદ્ કંઠ ફરીથી પ્રણામ કરી કહ્યું. ભાભી ! મારો અપરાધ માફ કરશો. એટલું કહી તુરતજ નૌકામાં આવી બેઠા. સીતા એકી ટસે જોઇ રહી. નૌકા થોડા વખતમાં ગંગાને સામે કિનારે જઇ પહોંચી. લક્ષ્મણ કિનારે ઉતરી થોડીકવાર

નિશ્ચળ નેત્રોએ જાનકીને ફરીથી જોઇ આંસુ પાડતા રથપર આવી બેઠા. રથ ચાલવા માંડયો જ્યાં સુધી જોઇ શકાયું ત્યાં સુધી લક્ષ્મણ સીતાને વારંવાર જોવા લાગ્યા સીતાજી પણ સ્થીર નયનોથી રથને જોવાય ત્યાં સુધી જોઇ રહ્યાં. રથ ધીમે ધીમે દૂર થયો, ત્યારે સીતાને ન જોવાથી લક્ષ્મણ હાહાકાર કરતા માથું ફુટતા રોવા લાગ્યા.

સીતાનું રડવું સાંભળી ઋષિ બાળક જે પાસે હતા તે રૂદન સંભળાતાં શબ્દની દિશાએ સીધા સીધા આવી પહોંચ્યા આવીને જોયું તો એક ખુબસુરત–સ્વરૂપવાન સ્ત્રી હાહાકાર કરતી અને માથું પછાડતી જુદી જુદી જાતના વિલાપ કરતી દુઃખ સહી રહી છે. એ જોઇ તેઓના હૃદયમાં એવી દયા આવી કે જેની સીમા નહિ. તે બાળકોએ વાલ્મિકી પાસે જઇ વિનયથી કહ્યું. 'ભગવાન! અમે ફળફુલ, દર્ભ, અને લાકડાં લેવા માટે ભાગીરથી–ગંગાની પાસે વનમાં ફરતા હતા. ત્યાં એકાએક અમોએ કોઇ સ્ત્રીનો શોકભર્યો રડવાનો અવાજ સાંભળ્યો. આજુબાજુ તપાસ્યું તો થોડીવારે અમોએ એક અલૌકિક રૂપવતી સ્ત્રી એકલી અનાથ કોઇ દયાજનક શબ્દો કાઢી રહી રહી છે. તેને જોઇ એવો ભાસ થાય છે કે જાણે લક્ષ્મી સાક્ષાત પૃથ્વી પર ન આવી હોય! તે કેમ રડે છે તે અમો જાણી શકયા નથી; પણ તેનું દુઃખ અને વિલાપ કરવો સાંભળી અમારૂં હૃદય ફાટી જાય છે. જેથી પૂછવાનું અમે સાહસ કરી શકયા નથી આખરે આપને તે બીના જણાવવી યોગ્ય માની તુરતજ ત્યાંથી અહીં આવ્યા છીએ. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.

ઋષિકુમારના મોઢાથી આ વૃત્તાંત સાંભળી વાલ્મિકી મહર્ષિ ઝટપટ ગંગાને કિનારે આવી પહોંચ્યા અને સીતાની પાસે આવી મીઠાં અને શાંત વચનથી કહેવા લાગ્યા. "પુત્રી ! વિલાપ બંધ કર. તું શા માટે મારા તપોવનમાં આવી છું તે હું તારા આવતા પહેલાં જાણું છું. તું મિથિલા નરેશ જનકની કન્યા છું, કોશલ-ભૂપ દશરથની પુત્રવધુ છું. અને રાજાધિરાજ રામચંદ્રની પટરાણી છું, પાયા વિનાની લોકનિંદા સાંભળી, ચંચલ ચિત્તવાળા બની સારા નરસાનો વિચાર કર્યા સિવાય રામચંદ્રે તને ગુન્હા વિના ત્યાગી દીધી છે."

સીતાએ આ આશ્વાસન આપનારાં વચનો સાંભળી આંખો-માંથી આંસુ લૂછી નાખ્યાં અને સૌમ્ય મૂર્તિ મહર્ષિને સામે ઉભેલા જોઈ પોતાનું વસ્ત્ર બરાબર સમારી તેમના ચરણમાં પ્રણામ કર્યો. 'તને રઘુકુલના કુલદિપક પુત્ર થાઓ.' એવો આશીર્વાદ આપી વાલ્મિકી બોલ્યા પુત્રી ! હવે અહીં રોકાવાની જરૂર નથી, મારા આશ્રમમાં ચાલ. હું તને પુત્રી સમાન માની તારૂં રક્ષણ કરીશ. ત્યાં રહેવાથી તને કોઇ પ્રકારનું કષ્ટ નડશે નહિ. શહેરમાં રહે-નાર માણુસ વનનું નામ સાંભળતાં કંપી ઉઠે છે પણ તપોવનમાં ભયની કંઇ ચિંતા રહેતી નથી. અમારા તપોબળના પ્રભાવથી હિંસક પશુઓ પણ પોતાની સ્વાભાવિક હિંસક વૃત્તિ છોડી દઇ પરસ્પર પ્રેમભાવથી વર્તે છે. તપોવનનો પ્રભાવ એવો અવર્ણ-નિય છે, કે થોડો સમય રહેતાં વારમાં ચિત્ત શાંત થઇ જાય છે. તારા ગર્ભદિવસ પૂરા થયા છે, પ્રસવ બાદ સંતતિ સંસ્કાર વિધિ પૂરી કરીશું. તેમાં કોઇ પણ જાતની ખામી પડવા દઈશું

નહિ. તારા વયની જેટલી મુનિકન્યાઓ છે તે તારી સખીઓ બનશે. તેમની સાથે રહેવાથી તને ઘણો આનંદ થશે. ને તારૂં મન પણ તેઓમાં ચોંટી જશે. વિશેષ એ કે તારા પિતા મારા મિત્ર હોવાથી મારા તપોવનમાં રહી તું પિયર જેટલું સુખ ભોગવવા પામીશ. હું તને પોતાની પુત્રી જાણી તારૂં પાલન–પોષણ કરીશ. માટે હે પુત્રી! વાર ન કરીશ. મારી પાછળ પાછળ ચાલી આવ.

આ પ્રમાણે કહી મહર્ષિ સીતાને સાથે લઇ તપોવનમાં આવ્યા, અને સર્વ પ્રકારે સમજાવી શાંતિ આપી તેઓએ સીતાને સરખી ઉમ્મરની કન્યાઓના હાથમાં સોંપી. મુનિકન્યાઓ સીતાની સોબત થવાથી ઘણી સુખી અને પ્રસન્ન થઇ. તેને માટે જુદા જુદા પ્રકારના એવા યત્ન કરવા લાગી કે જેથી જલદીથી સીતાના જીવને શાંતિ પ્રાપ્ત થાય.

# પ્રકરણ ૫ મું

## લવ-કુશ.

સીતાને વનમાં મોકલાવ્યા બાદ રામ ઘણા અધિરા અને શોકાકુલ બન્યા. આહાર વિહાર રાજ્યકારભારની સંભાળ વગેરે સર્વ કાર્ય છોડી દઇ પોતાના અવાસમાં એકાંત ગાળવા લાગ્યા. ત્યાં બીજાઓને આવજા કરવાની પણ મના કરવામાં આવી. તેઓ સીતાને પતિવ્રતા અને શુદ્ધાચરણી માનતા હતા અને દુનિયાના સર્વ પદાર્થો કરતાં તેને અધિક ચાહતા હતા. સત્ય કહીએ તો બન્નેનાં મન, પ્રાણ એકજ હતાં માત્ર શરીર જુદાં હતાં. જેવી સીતા પતિવ્રતા અને સરળ હૃદયવાળી હતી, તેવાજ રામ પણ એક પત્નીવ્રતવાળા અને સરળ હૃદયવાળા હતા. તે જેમ પતિને પોતાનો પ્રાણ માનનારી, પતિનું હિત જોનારી અને પતિના સુખમાંજ સુખ માનનારી હતી. તેવીજ રીતે રામનો જીવ પણ સીતામાં વસેલો હતો. સીતાનું હિત ચાહતા હતા, અને સીતાના સુખમાં સુખ માનતા હતા, ઘેર રહી રોજ

ભોગ ભોગવતાં તેમનો સમય જેવી રીતે જતો હતો, તેના કરતાં વધારે સુખ તેમણે વનવાસ વખતે ભોગવ્યું હતું. વનમાંથી આવ્યા બાદ તેઓનો પ્રેમ પરસ્પરસ પ્રથમ કરતાં સોગણો વધારે પ્રબળ બન્યો હતો. એક બીજાથી ક્ષણ પણ આંખોથી જુદાં થવા ચાહતાં નહતાં. રામે પ્રજા અપ્રસન્ન થાય તેના ડરથી નિષ્ઠુરતા વાપરી સીતાને અયોધ્યાથી દૂર કરવાનું સાહસ કર્યું હતું જેથી તેના જવાથી રામનો શોક અસહ્ય થઇ પડયો.

તેમના હૃદયના દુઃખની સીમા નહતી. "મારો રાજવંશમાં જન્મ કેમ થયો? હું વનવાસથી પાછો શા માટે ફર્યો? શામાટે રાજ્યનો જુમ્મો ફરીથી વહોરી લીધો? શું કરવા દુર્મુખને નાગરિક અને દેશજનના અભિપ્રાય જાણવા માટે ગોઠવ્યો? લક્ષ્મણનાં હિતવચન શા માટે માન્યાં નહિ? મેં કઠોરતા વાપરી સીતાને જંગલમાં શા માટે મોકલી દીધી? રાજ્યભારની ઝુંસરી ખભેથી ઉતારી નાખી સીતાની સાથે જંગલમાં હું કેમ જતો ન રહ્યો? કેમ કરી હવે મનને સમજાવું? કેવી રીતે જીવ બચાવી રાખું? પ્રિયાને વનવાસ આપવા કરતાં જો મેં આત્મહત્યા કરી હોત તો પણ સારૂં હતું!" આ પ્રમાણે રાત્રીદિવસ વિલાપ અને પરિતાપ કરવા લાગ્યા. અસહ્ય શોકાગ્નિથી નિરંતર બળતાં બળતાં તેમનું શરીર અર્ધું થઇ ગયું.

ત્રીજે દિવસે બપોરના વખતે લક્ષ્મણ ઘણા દુઃખી મનથી અયોધ્યામાં આવ્યા, અને સૌથી પહેલાં રામચંદ્રના નિવાસગૃહમાં જઈ હાથ જોડી સામા ઉભા રહી. આંખોમાં આંસુ લાવી ગદ્‌ગદ્ કંઠે બોલ્યા, 'આર્ય! પાપી લક્ષ્મણ આપની આજ્ઞાનો અમલ કરી પાછો આવ્યો છે.'

રામ તેને દેખતાં અને આવાં વચન સાંભળતાં 'હા પ્રિયે!' આટલું બોલી મૂર્છા પામી જમીન પર પડી ગયા. લક્ષ્મણ ઘણી દુઃખદાવસ્થામાં હતા, છતાં તેમણે મહા પ્રયત્ને તેઓને ચૈતન્ય દશામાં આણ્યા. ત્યારે કેટલીક વારે શૂન્ય નેત્રોથી લક્ષ્મણને જોઇ હાહાકાર કરતા દીર્ઘ નિશ્વાસ લેતા બોલ્યા. 'ભાઇ લક્ષ્મણ! સીતાના વિરહથી હું મારો પ્રાણ શી રીતે બચાવી શકીશ? હવે તો આ દુઃખો સહેવાતાં નથી.' આટલું બોલી લક્ષ્મણને ગળે બાઝી પડી મોકું છુટું મૂકી રડવા લાગ્યા. બન્ને ઘણીવાર સુધી ધીરજ છોડી રડતા રહ્યા. બાદ પોતાના શોકાવેગને રોકી રામને લક્ષ્મણ સમજાવવા લાગ્યા. કંઇક શાંત ચિત્તથી રામે લક્ષ્મણના મોઢે સીતાનું અતિ રૂદન, કકળવું વગેરે આદિથી અંત સુધી સાંભળ્યું.

સાંભળતાં સાંભળતાં અશ્રુઓથી છાતી ભીંજાઇ ગઇ, લાંબા નિશ્વાસ લેવા લાગ્યા, કંઠ રૂંધાઇ ગયો, બોલવું બંધ થયું અને પૂર્વની સર્વ વાતોને મનમાં યાદ લાવી અસહ્ય દુઃખનો ભાર સહી શકાયો નહિ તેથી ફરીને ફરીથી મૂર્છાવશ બન્યા.

ફરીથી મહા પ્રયત્ને રામને શુદ્ધિમાં લાવી લક્ષ્મણ મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે, આર્ય એવા તો શોક સાગરમાં ડૂબી ગયા છે, કે હવે આ જન્મમાં તેમનું ચિત્ત ઠેકાણે આવશે નહિ. તેમનું દુઃખ દૂર કરવાનો કોઇ ઉપાય પણ જડી આવતો નથી. છતાં ભલે, ગમે તેમ પણ મનને આશ્વાસન આપવાની તો જરૂર છેજ. મનમાં ને મનમાં વિચારી તેમણે આ પ્રમાણેનાં વિનય અને પ્રેમ ભર્યાં વચન કહ્યાં કે—'આર્ય આપ શોક અને

મોહમાં ડૂબી જઇ શુદ્ધિબુદ્ધિ ખોઇ નાખો તે છાજતું નથી. આપ પોતેજ તે સમજી શકો છો. જે વિધિના લેખ હતા તે પૂરા થયા નહિ તો આપ જાણીને વગર કારણે સીતા માતાનો ત્યાગ કરશો તે કોણ જાણતું હતું ? વિચારી જુઓ, સંસારની કોઈ વસ્તુ હંમેશાં ટકવાની નથી. ભરતી પછી ઓટ થાય છે. ઉન્નતિ પછી પતન-નાશ થાય છે. સંયોગ પછી વિયોગ થાય છે. જીવન પછી મરણ થાય છે. એ સંસારના હંમેશાં ચાલી આવેલા નિયમોમાં કોઇનાથી કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી.' તે વિચારી આપે આપના મનમાંથી શોક દૂર કરવો જોઇએ. વિશેષ આપે સર્વ પ્રજાનું હિત સાધી રાજતંત્ર ચલાવવાનો ભાર માથે લીધો છે, પછી આ પ્રમાણે શોકમાં બેભાન બનવું અઘટિત કહેવાય. શોક અને મોહમાં ફસાઇ અજ્ઞાની રહેવું તે સામાન્ય પ્રાણીનો સ્વભાવ છે. 'પ્રિય વસ્તુનો ત્યાગ અને અપ્રિયનો રાગ થવો તે શોક ઉપજાવનાર છે.' તેમાં સંદેહ જેવું નથી. પણ આપ જેવા અનુભવી મહાપુરુષોને આટલા બધા શોકાકુલ થવું ઉચીત નથી. તે માટે ધીરજ ધારી મનમાંથી આ નાહક શોકને દૂર કરી, રાજકાર્યમાં મન લગાડો. આપે એ પણ વિચારવું જોઇએ કે કેવલ લોકને આનંદમાં રાખવા માટે પીડા થવાની બીકથી ભાભીને ઘર બહાર કાઢી મૂકયાં છે તેમને ઘરમાં રાખવાથી પ્રજા નિંદા કરત તે શંકાથી આપે વનવાસ દીધો છે. આ સમયે તેમને માટે શોકાકુલ બનવાથી આમ બીજી શંકા ખડી થાય છે, કે જે દોષને દૂર કરવા માટે આપે આવું દુષ્કર્મ કર્યું છે. તે આમ વર્તવાથી વધુ નિંદા રૂપ થઇ પડશે. તો પછી તેમનો ત્યાગ કરવાથી શું લાભ ? વળી એ પણ વિચારવાનું છે

કે આપ જ્યાં સુધી શોકમાં ડૂબી રહેશો ત્યાં સુધી રાજકાર્યમાં મન રાખી શકવાના નથી. પ્રજારક્ષણના કાર્યમાં અજાણ રહેવાથી રાજધર્મ સાચવી શકાતો નથી. હવેથી સર્વ વાતોને સમજી, વિચારી ધીરજ રાખો, હવે અધિક શોક અને મનનો તાપ વધારે કોઇ પણ રીતે સારો નથી. ગઇગુજરી વાતને યાદ કરી વખત ગુમાવવો એ બુદ્ધિમાનનું કાર્ય નથી. ”

આટલું કહી લક્ષ્મણ શાન્ત થયા. ત્યારે થોડીવાર સુધી મૌન ધારણ કરી રહ્યા બાદ રામે સ્નેહથી કહેવું શરૂ કર્યું. ' વ્હાલા ! તારા ઉપદેશપૂર્ણ વચનોએ મને જ્ઞાન કરાવ્યું છે. તું વ્યાજબીજ કહે છે. મેં જે ઉદ્દેશથી જાનકીને વનવાસ આપી રાક્ષસ જેવું આચરણ કર્યું છે. તે આ સમયે શોકથી વ્યાકુળ થવાથી નાશ પામે છે. વિશેષ શોકનો જાતિસ્વભાવ છે કે તેને આધિન થવાથી તેમાં વધારો થયા કરે છે. શોકમાં ડૂબેલાં માણસ પોતાનો ઇચ્છિત લાભ મેળવી શકતા નથી. અરે ! કરવા યોગ્ય કર્મના ત્યાગનું પાપ તેને શિર ચોંટે છે. જેથી અત્યારથી હું શોક દૂર કરવાના પ્રયત્નમાં રહું છું. હું પ્રતિજ્ઞા કરું છું કે હવે શોકમાં પડી શુદ્ધીબુદ્ધિ ખોઇ નહિ નાખું. પ્રજા હવે મને શોકમાં પડેલો નહિ સમજી શકે. મંત્રીઓ અને દરબારીઓને જઇ કહો કે કાલથી હું નિયમપૂર્વક રાજકાજનાં કાર્ય તપાસીશ. તે લોકોએ સમય પ્રમાણે દરેક કાર્ય પરવારી કાર્યાલય–કચેરીઓમાં જવું જોઇએ.

આટલું કહી રામ કેટલીકવાર સુધી શાન્ત રહ્યા. બાદ આંખમાં અશ્રુ લાવી વ્યાકુળ વચન બોલ્યા. ' હાય ! રાજત્વપણું કેટલું કઠિન અને દુઃખનું ઘર છે. લોક કયા સુખ માટે રાજ્ય મેળવવાં ચાહે છે ? ને સમજાતું નથી. મારે તો

રાજ્યભાર માથે ઉપાડી સર્વ સુખને જન્માન્તર સુધી તિલાંજલી આપવી પડી છે. અતિ ક્રૂર બની બિલકુલ નિરપરાધી પ્રિયાને વનવાસ આપવો પડયો. આ સમયે તેને માટે આંખોમાંથી આંસુ પાડવાનો પણ ઉપાય નથી. રાજ્ય ભોગવવાનું મને તો એ ફળ જોવું પડયું કે સ્નેહ, દયા, મમતા અને મનુષ્યત્વનો ત્યાગ કરવો પડયો છે. ભવિષ્યમાં લોકો મને હત્યારો, રાક્ષસ અથવા નીચ-ક્ષુદ્ર મનુષ્ય સમજશે અને કલંક લગાવશે.'

આ પ્રમાણે પોતાની જાતને ધિક્કાર આપી લક્ષ્મણને વિદાય કર્યો. અને બીજે દિવસ સવારથી ધીરજ રાખી, શોક ત્યાગી, નિયમપૂર્વક રાજકાજમાં મન રાખી સર્વ બાબતમાં પૂર્ણ દેખરેખ રાખવા લાગ્યા. તેમણે એવી રીતે રાજકાજમાં ચિત્ત પરોવ્યું કે જેથી બીજાઓ ઉપલક જોતાં એમજ સમજયા કે રામ ઘણા ધૈર્યશીલ છે કે જેથી તેમણે વગર પ્રયત્ને એ અસહ્ય શોકને સમાવી દીધો. પરંતુ રામચંદ્રનું હૃદય તો સુશીલ પત્નીના ત્યાગના શોકથી બળતું હતું. કેવળ નિરપરાધી પ્રિયતમાને મેં વનમાં મોકલી દીધી એ શોક અને ક્ષોભ હમેશાં તેમના હૃદયમાં વિષથી ભરેલા તીરની માફક ખુંચવા લાગ્યાં. તેમણે લોકો બદીલ થાય તે બીકથી જાનકીને દેશનિકાલ કરી અને આજે તેજ ડરથી ઉપરઉપરથી પોતાનો શોક છૂપાવવો પડયો.

જ્યારે તે રાજસિંહાસન પર બેસી સાક્ષાત ધર્મરાજાની માફક સ્થિર ચિત્તથી રાજકાર્ય તપાસતા, ત્યારે તેમને જોઈ પ્રજા એમ જાણતી-સમજતી કે રામના જેવા ધૈર્યશાળી પુરુષ પૃથ્વી પર બીજા કોઇ છેજ નહિ, પણ રાજા કાર્યથી પરવારી જ્યારે

વિશ્રામસ્થાનમાં જતા ત્યારે તેમનું ચિત્ત એવું વ્યાકુળ બનતું કે કંઇ શોકની અવધિ નહિ. લક્ષ્મણ હમેશાં તેમની પાસે રહેતા, જુદી જુદી રીતે તેમને ધૈર્ય આપવાના પ્રયત્ન કરતા, પરંતુ લક્ષ્મણનાં ધૈર્યવાળાં વચનો ઉલટાં તેમના શોકાગ્નિને વધુ વધુ પ્રજળાવતાં હતાં. જેથી તે પોતાનો આરામનો સમય, માત્ર રૂદન કરવામાં, પોતાની જાતને ધિક્કારવામાં અને સીતાના ગુણુ-ગાનમાં ગાળતા હતા. આ પ્રમાણે હૃદયથી દૂર ન થનારી સીતાના અત્યંત શોકથી દુઃખી થઇ રામચંદ્ર દિવસે દિવસે સૂકાયા, હૃદયશુન્ય બન્યા, મુખકાન્તિ ફીકી પડી ગઇ, અને સર્વ બાબતમાંથી નિરૂત્સાહી બનતા ગયા. ખરેખર કહીએ તો પ્રજાસેવાના કાર્ય સિવાય અન્ય કોઈ વિષયમાં તેમની પ્રવૃત્તિ કે ઉત્સાહ હતો નહિ.

* * * *

વનવાસમાં કેટલાક દિવસ થયા પછી જાનકીએ બે જોડકા પુત્રનો જન્મ આપ્યો. મહર્ષિ વાલ્મિકિએ યથાવિધિ જાતિકર્મ વગેરે સર્વ સંસ્કાર કરાવ્યા. અને મોટાનું નામ લવ અને નાનાનું નામ કુશ રાખ્યું. મુનિ કન્યાઓને સીતાને પુત્ર પ્રાપ્તી થતાં અત્યંત આનંદ પેદા થયો. સર્વ આશ્રમમાં અતિ આનંદ છવાઇ રહ્યો. સીતા પ્રસવ પીડાના પરિતાપે વ્યાકુળ બની કેટલોક સમય બેશુદ્ધ રહ્યાં હતાં. જ્યારે તેમનો જીવ શુદ્ધિમાં આવ્યો ત્યારે મુનિકન્યાઓએ ઉલ્હાસ ભર્યા હૃદયથી અને પ્રીતિ ભર્યા વચનથી કહ્યું. જાનકી! આજે આપણને બહુ આનંદનો દિવસ છે, આજે સુભાગ્યની વાત છે કે તમે સુંદર બે બાળકને જન્મ આપ્યો. તે સાંભળી સીતા પ્રસન્ન બની અને આનંદસાગરમાં ડૂબી ગયાં પ-

રંતુ થોડી વારમાં શોકથી ગભરાઇ જઇ એકદમ આંસુ પાડવા લાગ્યાં. આ જોઇ સ્નેહભર્યાં વચનો વડે મુનિકન્યાઓએ પૂછ્યું. જાનકી! અત્યારે આવા આનંદના પ્રસંગે શોકાતુર કેમ બનો છો ? રડી રડીને જાનકીનો કંઠ રૂંધાઈ ગયો; તેથી કેટલોક સમય તો કંઇ પણ પ્રત્યુત્તર આપી શક્યાં નહિ. બાદ પોતાના શોકના ઉછળતા વેગને રોકી રાખી તેમણે કહ્યું. 'વ્હાલી સખીઓ! તમે નથી જાણતી કે હું આવા આનંદના પ્રસંગે શાથી શોકાતુર છું, ફરીથી શા માટે પૂછો છો? પુત્ર પેદા થવાથી સ્ત્રીઓના આનંદનો પાર રહેતો નથી તે વાત સત્ય છે, પણ વિચાર કરો કે આ આનંદનો દિવસ મને કઇ અવસ્થામાં જોવાનો નશીબ દેવીએ વખત આણ્યો છે. આ પુત્ર જન્મથી મારાં સર્વ સુખ, સર્વ અભિલાષાઓ, સર્વ આનંદ મારાથી દૂર થઇ ગયાં છે. જો આ અભાગિયા મારા ગર્ભમાં ન હોત તો જે સમયે લક્ષ્મણે મને તરછોડી જવાની વાત કહી હતી, તેજ સમયે ગંગાજીમાં ડૂબી મરી જાત અથવા કોઇપણ પ્રકારે પ્રાણ કાઢી નાખત, હું જીવતી રહેત નહિ અને લોકોને મોઢું દેખાડત નહિ.

આટલું બોલી સીતાએ તુરતજ શોકાવેશમાં આવી ન રોકી, શકાય તેવી આંસુ ધારાઓ વહેવડાવવી શરૂ કરી. મુનિકન્યાઓ પણ સીતાના આ પ્રકારના હ્રદયના ટૂકડેટૂકડા કરી નાખનારા વિલાપ સાંભળી ઘણી દુઃખી થવા લાગી. અને પ્રેમભરી વાતો કરવા લાગી. "પ્યારી સખી! શોકાવેગને રોકી રાખો. તમે જે કહો છો તે ખરૂં છે, પણ તમારે વધારે દિવસ આ અવસ્થામાં રહી સમય ગુજારવાનો નથી. રાજા રામચંદ્રની બુદ્ધિ ભ્રષ્ટ થવાથી વગર વિચારે તેમણે દુનિયાથી ન્યારૂં, અદ્ભુત અને ખોટું કામ

કર્યું છે. અમોએ પિતાના મોઢેથી સાંભળ્યું છે કે તેઓ તમને જલદીથી પાછાં બોલાવશે જેથી શોકને છોડી દો." મુનિકન્યાઓનાં આશ્વાસન દેનારાં વચન સાંભળી સીતાની આંખમાંથી અસખંધ આંસુ વહેવા લાગ્યાં. તે જોઈ મુનિકન્યાઓનાં કોમળ હૃદય પીગળીને પાણી થઇ ગયાં. તેઓ પણ સાથે સાથે શોકાકુલ બની આંસુનો વરસાદ વરસાવા લાગી.

આ સમયે તરતનાં જન્મેલાં બાળકો રડી ઊઠયાં. સ્નેહનો એવો અગાધ મહિમા છે. અરે! એવી મોહીની શક્તિ છે કે, તેમના રોવાના શબ્દો કાને પડતાંજ જાનકીનો સર્વ શોક તેજ ક્ષણે નાશ પામ્યો અને છાના રાખવા માટે સ્નેહથી તે બાળકોને સ્તનપાન કરાવવા લાગ્યાં.

બન્ને કુમાર શુકલપક્ષના ચંદ્રમાની ચઢતી કળાની માફક દિવસ જતાં મોટા થવાથી માતાનાં નયનોને અને મનને અકથનીય આનંદ આપવા લાગ્યા. જયારે તેઓ બોબડું તોતડું બોલી મા મા કહી બોલાવતા, જયારે તેઓના મોતી કરતાં પણ સુંદર ચળકતા દાંત સીતા, જોતાં તેઓની તોતલી અને મીઠી મીઠી વાતો તેમના કાનમાં પડતી, અથવા જયારે તે બાળકોને ગોદમાં ખોળામાં લઇ વ્હાલથી તેમના મોંઢાપર ચુંબનો કરતાં, ત્યારે સર્વ શોક સીતા ભૂલી જતાં હતાં, સર્વ શરીર એવું ઠંડું થઇ જતું કે જાણે અમૃતથી સ્નાન કર્યું હોય! અને આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગતાં.

ધીમે ધીમે લવ અને કુશ જયારે પાંચ વર્ષના થયા ત્યારે મહર્ષિ વાલ્મિકીએ તેઓને ચોલ સંસ્કાર કરાવી વિદ્યાભ્યાસ શરૂ કર્યો. બન્ને બાળકોએ અસાધારણ બુદ્ધિ, મેધા અને પ્રતિભાના

પ્રભાવે થોડા દિવસમાં વિવિધ વિદ્યાઓમાં વિલક્ષણતા પ્રાપ્ત કરી. અત્યાર પહેલાં વાલ્મિકીએ અદ્વિતીય રામચરિત્રને અવલંબી—'રામાયણ' નામનું એક મોટું કાવ્ય રાવણવધ સુધી બનાવ્યું હતું. તેમણે સૌથી પહેલાં તે અમૃતરસ વરસાવતું અપૂર્વ મહા કાવ્ય રામચંદ્રજીના પુત્રોને શિખવ્યું. તેઓએ થોડા દિવસોમાં તે અલૌકિક ચરિત્રભર્યા પુસ્તકને આદિથી અંત સુધી મોઢે કરી દીધું, અને માતાની પાસે આવી મધુર સ્વરથી તે ગાઇ બતાવી તેના શોકને ટાળવા લાગ્યા. અગિઆર વર્ષના થતાં તેઓને મહર્ષિએ ઉપવિત આપી વેદનું અધ્યયન કરાવવાનો આરંભ કર્યો. બન્ને બાળકોએ એક વર્ષમાં સર્વ વેદશાસ્ત્રનો પુરેપુરો અભ્યાસ પૂર્ણ કરી દીધો.

લવ—કુશ પૂરા બાર વરસના થયા, ત્યાં સુધી જાણતા નહોતા કે પોતે કોણ છે. તે પોતાને ઋષિકુમાર અને પોતાની માતાને ઋષિપત્ની સમજતા હતા. બન્યું પણ એવુંજ હતું, કે જાનકી એવી રીતે તપોવનમાં રહેતાં હતાં કે તેમને જોઇ કોઇ પણ ઋષિ પત્ની વિના અન્ય કોઈ છે એમ ધારી શકેજ નહિ. અને આ બે ભાઇઓના આચારવિચાર અને અનુષ્ઠાન જોઇ ઋષિકુમાર સિવાય અન્ય કોઇ ધારી શકે નહિ. એટલે કે સીતા અને તેના પુત્રોનું સ્વરૂપ ઋષિકુટુમ્બના જેવુંજ દીપતું હતું.

તેઓ જાનકીને પોતાની માતા જાણતા હતા, પણ તે મિથિલા નગરીના રાજાનાં પુત્રી છે, અને કોશલ મહારાજાનાં પટરાણી છે તે કોઈ પણ રીતે જાણતા નહતા. વાલ્મિકીએ પણ મહા પ્રયત્ને આ વાત બાળકોથી છાની રાખી હતી. તેમજ તપોવનમાં રહેનારાઓને સૂચના કરી દીધી હતી કે કોઈ રખે એ પણ ભૂલ ખાઇ

બાબતની ચર્ચા તેમના આગળ કરે નહિ. વળી સીતાને પણ જ-ણાવી દીધું હતું કે કોઈ પણ દિવસ ભૂલથાપ ખાઈ પોતાના પુત્રોને ખરૂં ઓળખાણ થવા દઈશ નહિ. જેથી સીતાએ કોઈ દિવસ તત્સંબંધી હકીકત એ બાળકો આગળ જણાવી નહિ. તેઓ રામાયણમાં રામ અને સીતાનું સંપૂર્ણ વૃત્તાંત શીખી ગયા હતા. પણ પોતાની માતા તે જનકની કન્યા અથવા રામની ધર્મપત્ની છે તે જરા પણ જાણી શકયા નહતા. એટલે સુધી કે રામાયણમાં જે વૃત્તાંત છે, તે પોતાનાંજ માતા-પિતાનું છે તે સમજી શકયા નહિ. આ પ્રમાણે લવ-કુશ પોતાનું અસલ જીવન વૃત્તાંત જાણ-વાના અધિકારી બન્યા નહતા.

જ્યાં સુધી માતાના અત્યંત સ્નેહ, સત્કાર અને પ્ર-યત્નના અભાવથી સંતાનો મરી જવાની બીક રહે છે ત્યાં સુધી જાનકી સર્વ દુઃખ ભૂલી જઇ સર્વ બાબતોમાંથી મન ખેંચી લઇ એકાગ્ર ચિત્તે લવ અને કુશનું લાલન પાલન કરવામાં તલ્લીન રહેતાં. બાળવય મટી જતાં માતાના એ પ્રકારના યત્નની જરૂર રહેતી નથી. તેથી તેમણે પણ બાળકોથી કંઇક નિશ્ચિંત બનવાથી ઋષિપત્નિયોની માફક તપસ્યા કરવામાં મન સ્થિર કર્યું. તેની તપસ્યાનો મૂળ ઉદ્દેશ એજ હતો કે રામ-ચંદ્રનું સર્વ પ્રકારે શુભ થાઓ. જો કે રામચંદ્રજીએ તેમને એક પ્રસંગે નિરપરાધી હોવા છતાં ત્યાગી દીધાં હતાં; છતાં સીતાના અંતઃકરણમાં એક દિન, એક ક્ષણ માટે પણ રામના પ્રત્યે ક્રોધ અથવા ત્યાગ ઉત્પન્ન થયો નહોતો. તે આ અપાર શોક સાગ-રમાં ડુબવા પામ્યાં હતાં, તે પોતાના ભાગ્યબળેજ બન્યું છે તેમ સમજતાં; તે જરા પણ ભૂલ ખાઇ વિચારતાં નહોતાં કે આમાં

રામચંદ્રનો અપરાધ છે. ખરેખર રામચંદ્રમાં તેની જે અચલ ભક્તિ અને અડગ પ્રેમ હતો તેમાં જરા પણ કમી થવા દીધી નહતી. તે હમેશાં મન, વચન અને કાયાવડે દેવતાઓને વિનવતાં કે રામચંદ્ર સુખી રહો, અને બીજા જન્મે મારા પતિ થાઓ. દિવસે તપસ્યાના કામમાં રહેતાં તથા સખીઓ જેવી મુનિકન્યાઓના સહવાસમાં પોતાનો સમય ગાળતાં, પરંતુ રાત્રીના એકલાં પડતાં તેમનો શોકસાગર ઉભરાઇ આવતો. તે માત્ર રામચંદ્રની ચિંતામાં મગન રહી એકી સાથે રોઈ રોઇ રાત ગુજારતાં. સીતાનો પ્રાણ પતિમાં એવો તો વસી રહ્યો હતો, કે તે જોતાં ભાન થતું કે તે પોતાના વિરહ દુઃખને સહન કેમ કરતી હશે! વખત જતાં સર્વનો શોક દૂર થાય છે—ઓછો થાય છે; પરંતુ જાનકીનો શોક નિત્ય નિત્ય વધતો જતો હતો. આ પ્રમાણે એક સામટાં બાર વર્ષ સુધી અસહ્ય શોકની જવાલાથી અંતરમાં બળતાં જાનકીનું રૂપ—લાવણ્ય જતું રહ્યું અને માત્ર હાડકાં અને ચામડીનું ખોખું જોવામાં રહ્યું.

# પ્રકરણ ૬ ઠું.

## અશ્વમેધ યજ્ઞ.

રાજા રામચંદ્રજીને અશ્વમેધ યજ્ઞ કરવાની ઇચ્છા થઈ આવવાથી તે વિચાર વસિષ્ઠ, જાબાલી, કશ્યપ, અને વામદેવ વગેરે મહર્ષિયોને કહી સંભળાવ્યો. વસિષ્ઠે સાનંદતાથી ધન્યવાદ આપતાં કહ્યું. "મહારાજ! આપનો આ વિચાર સર્વોત્તમ છે આપ સાર્વભૌમ મહારાજાધિપતિ છો આપે પૃથ્વીમાં ચક્રવર્તિપણું પ્રાપ્ત કર્યું છે તેવું પહેલાં કોઇ પણ રાજાએ કર્યું નથી રામરાજ્યમાં પ્રજા જેવાં સુખ અને સ્વતંત્રતા ભોગવી રહી છે, તેવું કોઇ પણ રાજ્ય જોયું કે સાંભળ્યું નથી. રાજ્યભાર શીર ઉપર ઉપાડી જે જે કામો બરાબર કરવાં જોઇએ, તેમાં આપે કોઇપણ રીતે ખામી આવવા દીધી નથી. રાજાના કર્તવ્યમાં માત્ર આ એકજ અશ્વમેધનું કાર્ય બાકી છે, તે પણ કરી નાખો; જેથી આપના રાજધર્મમાં લેશ પણ ન્યુનતા રહે નહિ. આ બાબત આપને

જણાવવા અમોએ વિચાર કર્યો હતો, પણ જ્યારે મહારાજ પોતેજ તે અભિલાસ ભર્યું કાર્ય કરવા તત્પર થયા છો ત્યારે તે કરવામાં વિલંબ થવો ન જોઇએ. વેળાસર થવા માટે તૈયારીના હુકમ ફરમાવો.”

વસિષ્ટજીનું બોલવું બંધ થતાં તુરતજ રામચંદ્રે પોતાની પાસે ઉભેલા નાના ભાઇઓ તરફ જોઇ કહ્યું. વ્હાલા બંધુઓ ! ગુરૂએ જે કહ્યું તે તમોએ સાંભળ્યું છે. હવે તમારો અભિપ્રાય મળેથી કર્તવ્યનો નિર્ણય કરૂં. આજ્ઞાંકિત ભાઇઓએ પોતાનું અનુમોદન –ટેકો આપ્યો તેજ વખતે રામચંદ્રે કુળગુરૂ વસિષ્ઠને સંબોધીને કહ્યું ‘મહારાજ ! જ્યારે મ્હારી ઇચ્છાને આપે અને ભાઇઓએ પોષણ આપ્યું છે ત્યારે તો તે કામ કરવું યોગ્ય છે, તેમાં કંઇ સંદેહ નથી. મારી ઇચ્છા છે કે નૈમિષારણ્યમાં ઉપરોક્ત યજ્ઞનું અનુષ્ઠાન કરવું. નૈમિષારણ્ય પવિત્ર યજ્ઞભૂમિ છે. આ બાબત આપની શી સંમતિ છે? વસિષ્ઠે આ સંબંધી પણ સહાનુભુતિ પ્રકટ કરી.

બાદ રામચંદ્રે પોતાના ભાઇઓને કહ્યું. ‘જુઓ, વ્યર્થ સમય ગાળવો નહિ, જેથી તમે ત્યાં જઈ સર્વ તૈયારી કરો. સંબંધી, મિત્ર અને શરણાંગત રાજાઓને નિમંત્રણપત્રિકાઓ મોકલાવી દો. સમય નક્કી કરી નગર અને દેશમાં યજ્ઞની જાણ કરો લંકાના યુદ્ધમાં સહાયક બનનારા મિત્રોને આદરપૂર્વક બોલાવો, કારણ કે તે આપણા ખરા બંધુઓ છે. આપણે માટે તેમણે બિન સ્વાર્થે કેટલાં કષ્ટ સહન કર્યાં છે? તેમના આવવાથી હું ઘણો ખુશ થઇશ. તે શિવાય સર્વ ઋષિયોને નોતરૂં આપો. તેમના

યજ્ઞમાં આવવાથી હું મને પોતાને કૃતાર્થ સમજીશ. ભરત! તું નૈમિષારણ્યમાં જલદી જા, અને યજ્ઞભૂમિ બરાબર રીતે તૈયાર કરાવ. લક્ષ્મણ! તું અન્ય જોઇતી સામગ્રી મેળવી તે તરફ મોકલવા તજવીજ કર. જો, યજ્ઞનાં દર્શન કરવા માટે અસંખ્ય માણસો નૈમિષારણ્યમાં ભેગાં થશે. માટે સર્વ વસ્તુઓ એવી તો ભેગી કરવી કે જેથી કોઈ પણ પ્રકારની ખામીથી કોઇપણ માણસને ક્લેશ કે હરકત થવા પામે નહિ. તું સર્વ કાર્યમાં ચતુર છે. તને વધારે કહેવાની કે સમજાવવાની જરૂર નથી.

રામ બોલી રહ્યા પછી વસિષ્ઠ તેમને કહ્યું. મહારાજ! સર્વ બાબતમાં જોઇએ તે કરતાં પણ અધિક તૈયારી થવામાં વાંધો નહિ પડે તેમાં સંદેહ નથી. પરંતુ એક વાત મને ભારે શંકા ઉત્પન્ન કરાવે છે.

રામઃ—આપ કઇ બાબતમાં શંકા લાવો છો; તે કહો.

વસિષ્ઠઃ—મહારાજ! શાસ્ત્રકારો કહે છે કે, ધર્મકાર્યનું અનુષ્ઠાન પોતાની ધર્મપત્નિને સાથે રાખી કરવું જોઈએ. જેથી કરીને પૂછવું પડે છે કે આ બાબતમાં આપે શો ઉપાય યોજી રાખ્યો છે?

સાંભળતાં વારજ રામનું મુખકમળ કરમાઇ ગયું. અને નેત્રમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તે કેટલોક વખત શાંત રીતે મ્હોં નીચું રાખી પૃથ્વી તરફ જોઇ રહ્યા. ત્યાર બાદ લાંબો નિશ્વાસ નાંખતા આંખમાંથી આંસુ લૂછી ઉછળતા શોકાવેગને રોકી બોલ્યા ભગવત્! અત્યાર સુધી આ બાબત મને કાંઇ શુદ્ધિ રહી નહિ હવે આપજ બતાવો કે શું કરવું.?

વસિષ્ઠે ઘણીવારે એકાગ્ર ચિત્તથી વિચાર કરી કહ્યું. ' મહારાજ ! ફરીથી લગ્ન કર્યાં સિવાય અન્ય ઉપાય મને મળી આવતો નથી.

વસિષ્ઠનું કહેવું સાંભળતાં સર્વ શાન્ત પડી ગયા. રામનો જીવ માત્ર સીતામાંજ વસેલો હતો. લોકનિંદાની બિકથી સીતાને વનવાસ આપી પોતે જીવનમૃત બની ગયા હતા. પરંતુ તેના પ્રતિ રામનો જે અચળ સ્નેહ અને શુદ્ધ પ્રેમ ટકી રહ્યો હતો. તેમાં તલભાર પણ ઉણપ આવી હતી નહિ. સીતાની પ્રેમમૂર્તિ તેમના હૃદયમાં અહોનિશ વસેલી હતી. આ ધર્મકાર્યમાં કામ ચલાલવા માટે તેઓ પુનર્લગ્ન કરી લેશે તે અસંભવિત હતું.

વસિષ્ઠ વિવાહ કરવાને માટે વારંવાર કહેવા લાગ્યા. પરંતુ આ વિષયમાં પોતાની સ્પષ્ટ અનિચ્છા જણાવતા રામ, શિર નીચું રાખી શાન્ત બેસી રહ્યા હતા. આખરે કેટલીક વારે વિવાદ થયા પછી સીતાના સોનાની મૂર્તિ બનાવી તેની સાથે બેસી યજ્ઞાનુષ્ઠાન કરવું એ સિદ્ધાંત સમજાવવામાં આવ્યો.

આ પ્રમાણે સર્વ બાબતમાં નિર્ણય પર આવી જતાં પ્રથમ ભરત નૈમિષારણ્યમાં જવા ચાલી નિકળ્યા, અને ત્યાં જઇ સરસ ઠેકાણામાં યજ્ઞભૂમિ નક્કી કરી, પદ્ધતિસર જુદે જુદે સ્થળે જેને તેને માટે ઘટિત આસનો ગોઠવી દીધાં.

લક્ષ્મણે પણ તુરતજ જરૂરીઆત ઉપરાંત જુદી જુદી જાતની ખાવા, પીવાની વસ્તુઓ, પથારી, સ્વારીનાં બેસતાં સાધનો વિગેરે એકત્ર કરી યજ્ઞમાં મોકલી આપ્યાં.

આખરે રામચંદ્રજીએ લક્ષ્મણને રક્ષક ઠરાવી રિવાજ પ્રમાણે યજ્ઞનો ઘોડો છોડ્યો અને અન્ય પરિવાર વર્ગ સૈન્ય સાથે નૈમિષારણ્યમાં જવા નીકળ્યા.

× × × ×

અહીંયાં મહર્ષિ વાલ્મિકિ સીતાની અવસ્થા તરફ જોતાં અને લવકુશની બાર વર્ષની ઉમ્મર પુરી થતાં મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે સીતાની હાલત તપાસતાં જણાય છે કે તે વધુ વખત પ્રાણ ટકાવી શકે તેમ નથી, અને લવ-કુશ રાજાધિરાજના પુત્ર છતાં જન્મપર્યંત તપોવનમાંજ વખત ગુજારે તે કોઇ પણ રીતે યોગ્ય નથી તેઓનો રાજધર્મ અને ધનુર્વિદ્યા શિખવાનો સમય ચાલ્યો જાય છે. જેથી કરીને સીતા પોતાના બે પુત્રો સાથે ફરીથી રામચંદ્રજીના રાજભુવનમાં જાય તેવો કોઇ પણ ઉપાય જલદીથી કરવો જોઇએ, અથવા બીજો ઉપાય શોધવાની આવશ્યકતા છે. શિષ્યો મારફત રામચંદ્રજીને સમાચાર કહાવી તેડાવી મંગાવું, યા તો રાજધાનીમાં જઇ, હું પોતે મળી આવું અને સીતાને બે પુત્રો સાથે પાછી બોલાવવાને વિનંતિ કરૂં. રામચંદ્ર મારી વાત જરૂર માન્ય કરશે. આટલું કહી કંઇક સમય શાન્ત રહી પુનઃ કહેવા લાગ્યા. "તેઓ પ્રજાવત્સલ ગણાય છે લોકોના આક્ષેપના ભયે તેમણે કેવળ નિરપરાધી સીતાને ગર્ભના પૂરા માસ થયા છતાં પરિત્યાગ કર્યો છે. હવે મારા કહેવાથી સહજમાં સીતાને પાછી બોલાવે તેવી શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે, છતાં કોઇપણ રીતે સમાચાર ન કહાવવા તે ઉચિત નથી. આ બન્ને બાળકો

કોશલ દેશના રાજ્યસિંહાસન પર જરૂર બેસશે, પરંતુ આ સમયે પિતા પાસે જઇ નીતિશાસ્ત્ર વગેરે વિષયોમાં વિધિપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય તે લોકો પ્રજાના કાર્યમાં તપાસ રાખવામાં ઘણા પાછા પડશે અને રાજધર્મનું રક્ષણ કરવામાં પણ અત્યંત અસમર્થ નીવડશે. વિશેષમાં રાજા રામચંદ્ર પુત્રોને કોશલ રાજ્યના હિતમાં અપૂર્ણ જાણી મને દોષિત ઠરાવશે. જેથી આ બાબત હાલમાં પગલાં ભરવાં ઠીક નથી. આ વખતે તો રામચંદ્રની પાસે પુરેપુરી હકીકત જાહેર કરવી જરૂરની છે, અથવા તેમને જાણ ન કરતાં વસિષ્ઠ કે લક્ષ્મણને છુપી જાણ કરાવવી. પછી જોવું કે તેઓ શું કરે છે.

એક સમયે મહર્ષિ સાયંસંધ્યા અને હોમની ક્રિયા સમાપ્ત કરી આસન પર બેસી સીતાની ચિંતામાં લીન બની ગયા હતા. તે વખતે રામના સેવકે આવી તેમના હાથમાં રામના નામવાળો અશ્વમેધ યજ્ઞના નિમંત્રણનો પત્ર આપ્યો. પત્ર વાંચી, આનંદપૂર્વક મહર્ષિએ તે સેવકને વિશ્રામ કરવા માટે કહ્યું અને એક શિષ્યને તેના ખાવાપીવાની સગવડ કરવા કહ્યું. પછી મનમાં વિચાર કરવા લાગ્યા. "હું જે કાર્યને માટે આટલો બધો ગભરાતો હતો તે કાર્યમાં ભગવાને અનુકૂળ બની તે પૂર્ણ કરવાનો સર્વોત્તમ ઉપાય બતાવ્યો, જેથી વગર પ્રાર્થનાએ તે કાર્ય સફળ કરી શકીશ. લવકુશને શિષ્ય બનાવી સાથે યજ્ઞમાં લઇ જઇશ, રામ અને સર્વ માણસો તેમનું વિલક્ષણ રૂપ જોઇ સમજી જશે કે આ બે રામના પુત્રો છે. જોતાં વારમાં રામનું હૃદય સંદેહ વિના પિગળી જશે અને તેમ થવાથી મારૂં ધારેલું કાર્ય સિદ્ધ

કરવાનો માર્ગ સફળ બનશે.

મનમાં ને મનમાં આ કાર્ય વિચારપૂર્વક ગોઠવી મહર્ષિ જાનકીની પર્ણકુટીમાં ગયા અને બોલ્યા. 'પુત્રી ! રામચંદ્ર રાજાએ અશ્વમેધ યજ્ઞનું અનુષ્ઠાન કરી નિમંત્રણ પત્ર મોકલ્યું છે. હું કાલે સવારે તે તરફ જઇશ. મેં વિચાર કર્યો છે કે બીજા શિષ્યોની સાથે તારા પુત્રોને પણ યજ્ઞ જોવાને માટે સાથે લઇ જઇશ.' સીતાએ તુરતજ પોતાની સંમતિ દર્શાવી. મહર્ષિ ત્યાંથી નીકળી પર્ણકુટીમાં જઇ શિષ્યોને બોલાવી તૈયાર થવા માટે કહ્યું. અને લવકુશને સંબોધી કહ્યું. 'સાંભળો અત્યાર સુધી વસ્તીનો કંઇ પણ અહેવાલ તમે જોયો કે સાંભળ્યો નથી. રામાયણના નાયક રામચંદ્રે અશ્વમેધ યજ્ઞનું અનુષ્ઠાન કર્યું છે, માટે મારી એ ઇચ્છા છે કે તે યજ્ઞ જોવા તમોને પણ સાથે લઇ જાઉં. તમે યજ્ઞ જોવા સાથે રાજાના દર્શન કરવા પામશો. જેથી એક પંથ બે કાજ સરશે. સાથે સાથે ત્યાં દેશ દેશના અસંખ્ય મનુષ્યો એકત્ર થશે. તેમને જોવા તમોને અનેક પ્રકારનો લૌકિક વૃત્તાંત જાણવા મળશે.' અને બાળકોએ રામાયણમાં રામની અલૌકિક કીર્તિનું વર્ણન વાંચ્યું હતું, તથા તેમને સર્વ રીતે અદ્વિતીય પુરૂષ જાણતા હતા. જેથી તેમને નજરે જોવાનો લાભ મળશે તે સાંભળી તેમના આનંદની સીમા ન રહી; તે સિવાય યજ્ઞ માટેની તૈયારીઓ અને જુદા જુદા દેશના અસંખ્ય લોકોને એકત્ર થયેલા જોઇ શકાશે, તે આનંદ પણ સાથે સાથે ઉભરાઇ આવ્યો.

વાલ્મિકીને મોઢે રામનું નામ સાંભળી સીતાનો શોકાગ્નિ પ્રબળપણે પ્રજળી ઉઠયો. આંખોમાંથી બે સુમાર આંસુ પડવા

રાજાએ પ્રજાને પ્રસન્ન કરવા માટે પોતાની વ્હાલી પટરાણીનો પણ ત્યાગ કર્યો છે. ત્યારે અમે પૂછ્યું કે રાજાએ લગ્ન કર્યું કે નહિ? નહિ તો પછી યજ્ઞાનુષ્ઠાન પ્રસંગે તેમની ધર્મભાગીની કોણ બનશે? તેપરથી તેણે કહ્યું કે વશિષ્ઠજીએ યજ્ઞ કરવા માટે બીજું લગ્ન કરવા કહ્યું હતું, પણ રાજાએ તે બાબતમાં સંમતિ ન આપી. તેમણે પોતાની પત્ની સીતાની સોનાની પ્રતિમા બનાવરાવી છે ને તે પ્રતિમા ધર્મભાગીનીનું કાર્ય કરશે. મા! આવો મહાપુરુષ કોઈ કાળે આ પૃથ્વી પર પેદા નથી થયો. "રાજા રામચંદ્ર રાજધર્મનું પાલન કરવામાં જેવા તત્પર છે તેવાજ દંપતિ ધર્મ પાલન કરવામાં પણ કુશળ છે." ઇતિહાસના પુસ્તકોમાં અમે ઘણા રાજા અને મહાપુરુષોનાં વૃત્તાંત શીખ્યા છીએ, પણ તેમાંનો કોઈપણ રાજા રામચંદ્રની બરાબરી કરી શકે તેમ નથી. પ્રજાના આનંદને માટે પોતાની પ્રિયતમાનો ત્યાગ અને તે પ્રિયતમાના સ્નેહને માટે જન્મ પર્યંત બીજી પત્ની કરવાથી દૂર રહી સત્ય પાળવો, તે બન્ને અતિશય કઠિન કાર્ય છે!

મા! રામાયણ શીખતી વખતે અમોને ઇચ્છા થઇ હતી કે એક વખત રાજા રામચંદ્રના દર્શન કરીએ, તે ઇચ્છા પૂરી કરવાનો સરસ અવસર પ્રાપ્ત થયો છે. જો તમે રજા આપો તો અમે મહર્ષિની સાથે જઇ રામચંદ્રનાં દર્શન કરી આવીએ. સીતાએ આજ્ઞા આપી, અને બન્ને ભાઇઓ ઘણા ખુશ થતા મહર્ષિ પાસે આવ્યા. રામચંદ્રજીએ બીજું લગ્ન કર્યું હશે તે શંકા મનમાં ઉત્પન્ન થઇ આવવાથી વિષની પેઠે જે ખેદ સીતાની રગેરગમાં ફેલાયો હતો, તે સોનાની પ્રતિમાનું વૃત્તાંત સાંભળી દૂર થયો, અને તેમના હૃદયમાં જે શોકાગ્નિ હમેશાં સળગ્યા કરતો

હતો, તે ઘણે અંશે શાંત થયો, તેમની આંખોમાંથી આનંદાશ્રુ પડવા લાગ્યા અને ત્યાગનું દુઃખ દૂર થઇ તેમના હૃદયમાં એક અદ્ભુત પ્રકારનો સૌભાગ્યગર્વ પેદા થયો.

બીજે દિવસે સવાર પડતાં વાલ્મિકિ ઋષિ લવ, કુશ અને બીજા શિષ્યો સાથે નૈમિષારણ્ય તરફ ગયા. બીજે દિવસે ત્રીજે પહોર ત્યાં પહોંચતાં વશિષ્ઠ તેમને આવકાર દીધો. અને તેમને તથા તેમના શિષ્યોને માટે નક્કી કરેલી જગાએ લઇ ગયા. લવ–કુશ રામને દૂરથી જોઇ આનંદમાં આવી ગયા. અને માંહોમાંહ કહેવા લાગ્યા. જો ભાઇ! રામાયણમાં રામચંદ્રના જે અલૌકિક ગુણનું વર્ણન કર્યું છે તે સર્વ સ્પષ્ટ રીતે તેમના મુખ પર ચળકાટ મારી રહ્યું છે–લખ્યા પ્રમાણે સ્પષ્ટ જોઇ શકાય છે. જોતાં ખાતરી થાય છે કે તે સર્વ અલૌકિક ગુણોનું તેમાં વર્ણન થયું છે આપણા ગુરુદેવ જેવા અલૌકિક કવિત્વ શક્તિવાળા છે, તેવાજ રાજા રામચંદ્ર અલૌકિક ગુણ સમૂહથી ભરપુર છે. અરે! એટલે સુધી કહેવું જોઇએ કે આવા મહ પુરૂષ તે પુસ્તકના નાયક ન હોત તો ગુરૂદેવનું બનાવેલું મહાકાવ્ય–રામાયણનું આટલું બધું ગૌરવ રહેત નહિ. રાજા રામચંદ્રના અલૌકિક ગુણોની વખાણ કરવામાં ખરેખર મુનિની અલૌકિક કવિત્વ શક્તિની પુરેપુરી સાર્થકતા થઇ છે. આજે આટલા દિવસે આપણી આંખો સફળ થઇ.

સર્વ નિમંત્રીત માણસોના આવ્યા પછી નક્કી કરેલા દિવસે ઘણી ધામધુમથી મહાયજ્ઞની શરૂઆત થઇ. ગરીબ, દરિદ્રી અને અનાથનાં ટોળેટોળા પોતાની જુદી જુદી પ્રાર્થનાઓ જાહેર કરવા

યજ્ઞક્ષેત્રમાં આવવા લાગ્યાં. અન્નના ચાહનારાઓને ઢગલેઢગલા અન્ન, ધન માગનારને માગવા કરતાં અધિક ધન અને જમીન ચાહનારને અભિલાષ પ્રમાણે ભૂમિનો લાભ મળવા લાગ્યો. અર્થાત્ જેના મનમાં જે ઇચ્છા થતી, તે પૂર્ણ કરવામાં આવતી. રાત્રિદિવસ ચારે બાજુ નાચ, ગાવું, વગાડવું વગેરેનો તાલ જામ્યો હતો. સર્વેએ મનોહર વસ્ત્રાભુષણ ધારણ કર્યાં. સર્વના મુખ પર ચળકાટ અને આનંદનાં પુરેપુરાં લક્ષણ જણાવા લાગ્યાં. કોઇના મનમાં કોઇ પણ જાતનું દુઃખ કે ક્ષોભ હોય તેવું જણાતું નહતું, સર્વ રાજાઓ, ઋષિઓ અને સર્વ લોક યજ્ઞ જોવા આવ્યા હતા તે બધા ખુલ્લા દીલથી એક અવાજે કહેવા લાગ્યા, કે કોઇપણ કાળમાં કોઇ રાજા આવી ધામધૂમ અને પ્રકારથી યજ્ઞ કરી શક્યા નથી. રાજા રામચંદ્રના તો સર્વ કાર્યે ન્યારાંજ છે !

આ પ્રમાણે દરરોજ ભારે ધામધુમથી યજ્ઞની ક્રિયા થવા માંડી અને નોતરેલા સર્વ માણસો સભામાં એકઠા થઇ યજ્ઞની સમૃદ્ધિ અને ક્રિયા જોવા લાગ્યા

# પ્રકરણ ૭ મું.

## યજ્ઞ ( ચાલુ. )

મહર્ષિ વાલ્મિકી એકાંતમાં બેસી વિચાર કરવા લાગ્યા, કે હું અત્યાર સુધી યજ્ઞ જોવાની અંદર ભૂલી ગયો, આટલા દિવસ વ્યર્થ ગુમાવ્યા ધારેલું કાર્ય પૂરું કરવા કોઇ ઉપાય કર્યો નહિ. હા ! કોઇપણ પ્રકારે લવ-કુશને રામની દ્રષ્ટિ આગળ લાવું. એ બે ભાઇઓને સાથે લઇ રાજસભામાં જાઉં અથવા કોઇપણ રીતે રામચંદ્રને અહીંયાં બોલાવી લાવી લવ-કુશને બતાવી, ઓળખાણ કરાવી સીતાને પાછી બોલાવવા પ્રાર્થના કરૂં. છેવટે મનમાં નિશ્ચય કર્યો કે લવ-કુશને રામાયણ ગાવા માટે કહું. તેઓ જ્યાં ત્યાં ગાતા ગાતા ફરશે ને તેમનું ગાનું ને વખાણની હકીકત રાજાને કાને પહોંચશે. સાંભળતાં વાર તેઓ પોતાનું ચરિત્ર સાંભળવા તે બાળકોને જરૂર પોતાની પાસે બોલાવશે, જેથી આ પ્રકારે વગર બોલે મારૂં કાર્ય સફળ થશે.

આ સિદ્ધાંત નક્કી કરી મહર્ષિએ લવ-કુશને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું. પુત્ર લવ ! પુત્ર કુશ ! તમે બન્ને પ્રતિદિન એક ચિત્તથી ઋષિની પર્ણકુટી સન્મુખ, રાજાઓના તંબુઓ સામે, નાગરિક અને દેશજનના રહેઠાણની આસપાસ અને સભાભુવનની

સામે સપ્રેમ વિણા સાથે રામાયણ ગાવાનું શરૂ કરો. જ્યારે સર્વ લોકોને મોઢે તે બીના સાંભળી રાજા તેમની પાસે તમોને બોલાવરાવે, ત્યારે ત્યાં જઇ, કાવ્ય ગાઇ સંભળાવવા તૈયાર રહેવું. જ્યાં સુધી તેમની પાસે રહો ત્યાં સુધી કોઇપણ પ્રકારનું તોફાન કે હાસ્ય કરવું નહિ. રાજા સર્વના પિતા છે, જેથી તમે પણ તેમના પ્રત્યે પિતા જેવી ભક્તિ બતાવજો. જો સંગિત સાંભળી, પ્રસન્ન થઇ રાજા શાબાશીમાં કંઇ ઇનામ દાખલ રૂપિયા–ધન આપવા માંડે તો લલચાઇને કદાપી લેશો નહિ, અને ભક્તિવડે નિઃસ્પૃહીપણું બતાવી ધન લેવામાં બીનકાળજી બતાવજો વળી કહેજો કે 'મહારાજ અમે તો જંગલના રહેનારા, અમારે ધનનું શું કામ? અમે તો તપોવનમાં રહી, ફળફૂલ ખાઇ જીવન ગાળીએ છીએ, જો રાજા તમારૂં ઓળખાણ માગે તો માત્ર એટલું કહેવું કે અમો વાલ્મિકીના શિષ્ય છીએ.

આ પ્રમાણે ઉપદેશ સાથે હુકમ કરી મહર્ષિ બોલતાં બંધ થયા. બન્ને ભાઇઓ તેમના હુકમ અને ઉપદેશને માથે ચઢાવી વિણા વગાડતા મધુર કંઠથી રામાયણ ગાતા સ્થળે સ્થળે ફરવા લાગ્યા. જેઓએ તેમનું સંગીત સાંભળ્યું તેઓ મોહ પામી દિઙ્મૂઢ બની અશ્રુધારા વહેવડાવવા લાગ્યા. આમ કેમ ન બને? પહેલું તો રામનું ચરિત્ર અત્યંત વિચિત્ર અને પરમ પવિત્ર; બીજું વાલ્મિકીની કાવ્ય રચના અતિ ચમત્કારી અને એવી મનોહારી કે જેની વાતજ ન થાય; ત્રીજું લવ–કુશનું સૌંદર્ય જોઇ મોહિત થવું, અને તેમનો સ્વર એવો મીઠો હતો કે તેમની સાથે તુલના કરતાં કોયલનો સ્વર પણ હાર પામે;

ચોથું વાદ્ય વગાડવામાં એવા ચાલાક કે જેની નિપુણતાની સરસાઇ કોઇથી થઇ શકેજ નહિ. જે ગાયનમાં આટલી શકિતઓ હતી તે સાંભળી કોનું ચિત્ત અઢળક પ્રીતિરસથી ભરાઇ ન જાય?

તરતજ ઘણા માણસો રામ પાસે જઇ કહેવા લાગ્યા. 'મહારાજ! સુકોમળ ઋષિકુમારો વીણા સાથે આપનું ચરિત્ર ગાઈ રહ્યા છે. જે હોય તે સંગીત સાંભળી મોહીત બને છે. અમોએ જન્મ ભરમાં એવું મધુર સંગીત સાંભળ્યું નથી. તે બન્ને સરખા-જોડકા ભાઇ છે. મનુજ શરીરમાં તેમના જેવી રૂપની માધુર્યતા કોઇપણ માણસે દીઠી નહિ હોય. સ્વરની મીઠાશ સંબંધીની શી વાત! તે સાંભળતાં કિન્નર પણ હાર ખાય. તેઓ જે કાવ્ય ગાય છે તે કોનું બનાવેલું છે તે અમે કહી શકતા નથી, પણ તે એવું અદ્‌ભુત અને લલિત રચનાથી રચાયલું છે કે તેવી રચના કોઇએ સાંભળી પણ નહિ હોય! અમે વિનતિ કરીએ છીએ કે આપ તે બન્નેને રાજસભામાં બોલાવી આપની સમક્ષ ગાવા માટે આજ્ઞા કરો. તે બાળકોને જોઇ અને તેમનું સંગીત સાંભળી આપ મોહિત બનશો તેમાં સંદેહ નથી.

આ સાંભળી રામચંદ્રના હૃદયમાં કુતુહલ રસનો અત્યંત સંચાર થયો. તેઓએ એક બ્રાહ્મણ અનુચર મારફત તે બે ભાઇઓને બોલાવરાવ્યા. રાજાના બોલાવવાથી વગર વિલંબે બન્ને ભાઇઓ અતિ વિનિત ભાવથી રાજસભામાં આવ્યા. તેમને જોતાં વેંતમાં રામના હૃદયમાં કોણ જાણે એક અનિવર્ચનીય ભાવનો સંચાર થયો. તેમના શરીરમાં એકાએક પ્રીતિરસ ઉભરાઇ આવ્યો, જેથી કેટલીકવાર સુધી સ્તબ્ધ બની એકીટસે બન્ને કુમારના

સામું જોઇ રહ્યા. એકાએક પોતાના મનમાં આવો ભાવ કેમ પેદા થયો તે ન સમજી શકવ થી પુતળા જેવા શાન્ત બની બેસી રહ્યા.

ધીમે ધીમે પાસે આવી 'મહારાજના જય થાઓ ' એવી રીતે તે બાળકોએ માન આપ્યું અને યોગ્ય આસને બેસી ઘટતા વિનયવડે અને ભક્તિ સાથે પુછ્યું "મહારાજ! અમોને આપે શા માટે બોલાવ્યા છે?"

તેમની પાસે આવવાથી તેમના શરીરનાં લક્ષણ પોતાનાં અને જાનકીનાં સંપૂર્ણ રીતે મળતાં આવતાં જોઇ રામ ઘણા વ્યાકુળ બન્યા. પરંતુ આ સમય રાજસભામાં ઘણાં માણસો આવ્યા હતા. તેથી મહા કષ્ટ સાથે પોતાના ચિત્તની ચંચળતા છુપાવી તેઓ એકદમ ગંભીર બની બોલ્યા. 'મેં સાંભળ્યું છે કે તમે ઘણી સારી રીતે ગાઈ શકો છો. જેઓએ તમારૂં ગાન સાંભળ્યું છે તે સર્વ મોહિત બની તમારી પ્રસંશા કરે છે. એથી કરીને મને પણ તમારૂં સંગીત સાંભળવાની ઈચ્છા થઇ છે. જો તમારી ઈચ્છા થાય તો થોડું ગાઈ મને પણ આનંદ આપો.

બાળકોએ કહ્યું. 'મહારાજ! હમે જે કાવ્ય ગાઇએ છીએ તે ઘણું મોટું છે. તેમાં મહારાજશ્રીનું ચરિત્ર લંબાણથી વર્ણવ્યું છે. જેથી આ વખતે તે કાવ્યમાંનો કયો ભાગ આપ સન્મુખ ગાઇએ તે આજ્ઞા કરો.

આ બન્ને કુમારને જોઇ રામનું ચિત્ત એવુ તો ચંચળ બન્યું હતું અને સીતાનો શોક એવો પ્રબળ વધી ગયો હતો કે લોકલજાના ભયથી અધિક ધૈર્ય ટકાવી શકે તેમ નથી, એવું જાણી તરતને માટે સભા છોડી એકાંતમાં જવા માટે ઘણા વ્યાકુળ થઇ રહ્યા હતા. જેથી તેમણે કહ્યું. 'આજ તમારી ઇચ્છા

હોય તે ભાગ ગાઇ સંભળાવો. કાલ સવારથી દરરોજ થોડું થોડું કરી પૂર્ણ કાવ્ય તમારી પાસેથી સાંભળીશ."

બાળકોએ:—'જેવી મહારાજની આજ્ઞા' આટલું બોલી સંગીત આરંભ્યું. સભામાં બેઠેલા સર્વ સભાસદો મોહ પામી એકી સાદે અગણિત ધન્યવાદ દેવા લાગ્યા. રામે કવિના પાણ્ડિત્ય અને રચનાલાલિત્યમાં મુગ્ધ બની પૂછ્યું. 'આ કાવ્ય કોણે બનાવ્યું છે? તમે સંગીતકળા કોની પાસે શીખ્યા છો?

તેઓએ કહ્યું:—મહારાજ! આ કાવ્ય ભગવાન્ વાલ્મિકીએ બનાવ્યું છે. અમારૂં લાલનપાલન તપોવનમાં તેમના વડે થયું છે; અને અમે સર્વ કાંઇ તેમની પાસેથી ગ્રહણ કર્યું છે.

તે પરથી રામે કહ્યું. ભગવાન્ વાલ્મિકીએ પોતાના બનાવેલા કાવ્યમાં ઘણી ભારે અદ્ભુત કવિત્વ શક્તિ બતાવી છે. થોડું સાંભળે સંતોષ નથી વળતો, પરંતુ આજ તમોને ભારે પરિશ્રમ થયો હોવાથી, અધિક દુઃખી કરવાની મારી ઇચ્છા નથી. જેથી આજ તમો પોતાના સ્થાનકે જાઓ.

આમ કહી તે બન્ને ભાઇઓને રજા આપી, રામ તે દિવસે સભા જલદીથી બરખાસ્ત કરી નિવાસભુવનમાં આવ્યા. પછીથી એકાંતમાં ચિંતા કરવા લાગ્યા કે આ બે બાળકોને જોઇ મારૂં ચિત્ત આટલું વ્યાકુળ શાથી બન્યું તે સમજવામાં આવતું નથી. પોતાના સંતાનને જોઈ માતા પિતાના મનમાં જે સ્નેહ અને વાત્સલ્યભાવ ઉત્પન્ન થાય છે. તેવીજ રીતે મારા મનમાં તેવીજ ભાવના પેદા થાય છે. આમ થવાનુ કાંઈ કારણ મારા સમજવામાં આવતું નથી. આ તો ઋષિકુમારો છે, બલ્કે ઋષિકુમાર ન

હોતાં અન્યના બાળક હોય તો પણ મારે આ પ્રકારની આશા કરવાની શી જરૂર ? મેં જે અવસ્થામાં જેવી રીતે, પ્રિયાને વનવાસ આપ્યો છે, તે જોતાં સીતાએ અસહ્ય શોક અને કોઈ દિવસ દૂર ન થાય તેવા અપમાનથી ડરી જઈ પ્રાણ ત્યાગ કર્યો હશે; તેમાં કંઈ સંદેહ જેવું નથી. લક્ષ્મણના વનમાં મૂકી આવ્યા પછી તેણે આત્મહત્યા કરી હશે કે પછી કોઈ ભયાનક હિંસક પ્રાણીએ ફાડી ખાધી હશે! તેવી અવસ્થામાં પ્રાણ ટકાવી રાખી તેને સંતાન–પ્રસવ થયો હોય અને તે બાળકોનું લાલનપાલન કરી શકી હોય એ આશા માત્ર નિરાશાજ છે. હું અભાગીયાને આવું સુખ કોઈ રીતે સંભવતું નથી.

આમ કહી રામ વ્યાકુળ ચિત્તથી આંસુ ઢાળવા લાગ્યા. કેટલીકવારે શોકને દાબી દઇ કહેવા લાગ્યા. 'તેમની આકૃતિ જોતાં સત્ય જણાય છે કે તે ક્ષત્રિયકુમાર છે, બીજું તમના અંગમાં મારા અંગનાં પૂર્ણ લક્ષણ જણાય છે. સુક્ષ્મ રીતે જોતાં મારૂંજ બીજું રૂપ જણાય છે, અને ખૂબ બારીકાઇથી તપાસીએ તો સીતાના અવયવોની સમાનતા નિઃસંદેહપણે તેમાં જોવામાં આવે છે. ભવાં, આંખ, નાક, કાન, દાઢી, હોઠ અને દાંતોમાં જરા પણ ફરક માલમ પડતો નથી. શું આ પ્રકારની બરાબરી કાંઇ ખોટી હશે ? વળી તે લોકોએ પુરવાર કર્યું છે કે તેમનું લાલન–પાલન વાલ્મીકિના તપોવનમાં થયું છે, તેમજ મેં પણ લક્ષ્મણને વાલ્મીકિના તપોવનમાં સીતાને મૂકી આવવા કહ્યું હતું. ત્યાંથી મહર્ષિ દયા કરી સીતાને પોતાના આશ્રમમાં લઇ ગયા હશે, અને ત્યાંજ તેણે બન્ને જોડકા પુત્રને જન્મ આપ્યો હશે.

સીતાના લક્ષણ જોઇ સર્વ વિચારતા હતા કે તેના ગર્ભમાં બે બાળક છે. આ સર્વ વિચારતાં મારી આશા કોઇપણ રીતે નિરાશામાં પલટાશે નહિ. પછી એમ પણ બનતું હોય, કે મૃગતૃષ્ણામાં ગોથા ખાઇ હાથે કરી કલેશ વહોરી લેવા તૈયાર હોઉં જ્યારે મેં ક્રૂર રાક્ષસ પેઠે, નિર્દય અને બીલકુલ નિષ્ઠુર બની તેના જેવી પતિવ્રતા સ્ત્રીને વિના અપરાધે વનવાસ આપ્યો, ત્યાર પછી આ બધી આશાઓ કરવી એક મૂર્ખ માણસનુંજ કામ છે. હા પ્રિયા! તું શિયળવૃતિ અને સરળહૃદયા હોવા છતાં મારા જેવા દુષ્ટ અને કઠોર હૃદયના માણસને પાલે શે પડી! તને ખરેખરી પતિવ્રતા અને શુદ્ધાચરિણી જાણતો હોવા છતાં સાહસ કરી તને વનવાસ આપી અદ્યપર્યંત હું જીવતો રહ્યો છું; તો પછી મારા કરતાં વધારે હત્યારો અને વજ્ર દીલનો બીજો કોણ માણસ હોઈ શકે?'

આ પ્રમાણે મનમાં ને મનમાં આશા, શંકા ને દીલગીરીમાં ગોથાં ખાતાં રામ બેહોશ બની ગયા અને રોકી ન શકાય તેવી અશ્રુધારા વર્ષાવવા લાગ્યા અને દીર્ઘ નિશ્વાસ નાખવા લાગ્યા. કંઇક શાન્તિ થયા પછી વળી કહેવા લાગ્યા. વાલ્મિકી, સીતાને પોતાના આશ્રમમાં લઇ ગયા અને ત્યાં આગળ સીતાએ બે જોડકા પુત્રને જન્મ આપ્યો એમાં સંદેહ નથી. તે બાળકો ઋષિકુમાર નથી તે માટે એક ભારે પ્રમાણ મળી આવે છે. આકાર જોવાથી સ્પષ્ટ જણાય છે, કે તેમને ઉપાવત હમણાંજ આપવામાં આવ્યું છે. આ વખતે તેમની ઉમ્મર બાર વર્ષથી વધારે નથી. તેપરથી જણાય છે, કે તેમને ઉપનયન સંસ્કાર અગીઆર વર્ષમાં કરવામાં આવ્યા છે. જો ક્ષત્રિયપુત્ર ન હોય

તો આટલી મોટી ઉમ્મરે ઉપનયન શા માટે આપવામાં આવે? જો તે ખરેખરા ઋષિપુત્રો હોત તો મહર્ષિ તેમને અવશ્ય આઠ વરસમાં તે સંસ્કાર કરાવી નાખત. તે શિવાય ઉપનયનસંસ્કાર બાદ ઋષિપુત્રોનો જે પહેરવેશ રાખવામાં આવે છે, તે આ બાળકો જોતાં જણાઇ આવતો નથી. પછીથી જો તે ક્ષત્રિયપુત્ર હોય તો સીતાના સંતાન છે તે અનુમાન સત્ય પડે તેમ છે. કેમકે અન્ય ક્ષત્રિયોનું પાલન અને ઉપવીત આપવું તે તપોવનમાં બનવાનું શું પ્રયોજન? મારા જેવા અભાગીઆના પુત્ર સિવાય અન્ય કોઇની આવી અવસ્થા જવલેજ હોય!'

મનમાં ને મનમાં આ પ્રકારના તર્કવિતર્ક ગોઠવતા, આક્ષેપો કરતા રામ કહેવા લાગ્યા. 'જો પ્રિયા હજી સુધી જીવતી હોય અને આ બન્ને કુમાર મારાજ પુત્ર હોય તો કેટલા આનંદની વાત! પ્રિયા ફરીથી મારાં નયનોને અને હૃદયને આનદ આપશે એ વિચારતાં પણ મારૂં સર્વ શરીર અમૃતરસથી ભીંજાઈ જાય છે. આમ કહી સીતાનો સમાગમ થશે તેવો નિશ્ચય કરી રામ શાંત થયા અને આગળ કહેવા લાગ્યા. 'આટલા વરસના વિયોગથી જ્યારે પ્રથમ સમાગમ થશે, ત્યારે તો હું આનંદમાં અધિરો બની જઇશ, એમ જણાય છે. પ્રિયાના આનંદની સીમા રહેશે નહિ. પ્રથમ મેળાપ વખતે બન્નેની આંખમાંથી આનંદાશ્રુ વહેવા માંડશે. આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં રામ આનંદાશ્રુ પાડવા માંડયા. થોડીવારમાં વિચાર બદલાયા અને ચિંતા ઉત્પન્ન થઇ કે મેં જે નિષ્ઠુર કર્મ કર્યું છે તેથી હું પ્રિયાને મોં પણ કેવી રીતે બતાવી શકીશ, છતાં બની શકે તેમ છે કે તે એવી તો શિથ-

ળવતિ અને સરળ હૃદયા છે કે મારા કાર્યને માટે મને ક્ષમા આપશે. હું તેને જોતામાં તુરતજ તેનાં ચરણ આગળ વિનયભર્યાં વચનોથી ક્ષમા માગીશ. આમ વિચારો કરે છે તેવામાં પ્રથમની મહા ચિંતા તેમના શરીરમાં ખડી થઇ, કે પ્રજાની નિંદા અને તિરસ્કારના ડરથી મેં પ્રિયાને વનવાસ આપ્યો છે. ફરી તેને બોલાવી પાસે રાખું તો તેજ ભીતિ સામી ખડી થાય છે. આટલા દિવસ સુધી પોતે અને પોતાની પ્રિયાએ જે વિરહજવાળાઓ સહન કરી તે સર્વ વ્યર્થ જશે.

આમ સર્વ રીતે વિચારતાં છેવટે ઉપાય વગરના બની કેટલીકવાર સુધી ઉદાસ બની રહ્યા. થોડીવારમાં તેમને ક્રોધ પેદા થયો અને તે ક્રોધાવેશમાં આવી જઇ કહેવા લાગ્યા. " બસ, હવે હું કોઇ પણ પ્રકારના લોકાપવાદની દરકાર કરીશ નહિ. હવેથી પ્રિયાને પાસે રાખવાથી પ્રજા અસંતુષ્ટ બનશે તો ભલે, પરંતુ તેમની ઇચ્છાને આધિન બનીશ નહિ. મેં જે કર્યું તે તે ઘણું કર્યું છે—વેઠયું છે. રાજભાર શિર પર બહોરી મારા પ્રમાણે કોણે પોતાની જાતને દુઃખ આપ્યું છે! પહેલાં તો પ્રિયાને વનવાસ આપ્યો તે ખરેખર મૂર્ખતાનું કામ કર્યું છે? હવે તો હું જરૂર તેને પાછી બોલાવી મારી પાસે રાખીશ. અથવા ભરતને રાજ્ય સોંપી દઈ પ્રિયાને સાથે લઇ વાનપ્રસ્થ ધર્મ સ્વીકારી લઇશ. પ્રિયાથી વિમુખ બની રાજભોગ ભોગવવા તે કરતાં તેની સાથે વનમાં રહેવું હજાર દરજ્જે સારૂં છે; તેમાં કાંઇ સંદેહ નથી.

## પ્રકરણ ૮ મું.

### પૂર્ણાહુતિ.

મહર્ષિ વાલ્મિકીજીએ રામના ચારિત્રના આધારે એક સુંદર અદ્દભુત કાવ્ય બનાવ્યું છે, તે કાવ્ય લઘુ વયના બે બાળકો કોયલ જેવી મીઠી વાણીથી અને તાણ સૂરથી ગાઇ બતાવે છે, તે બન્ને બાળકો કાલ સવારે કાવ્ય ગાઇ બતાવવાના છે, એ સમાચાર નૈમિષારણ્યમાં આવેલા સર્વ લોકોને મળ્યા હતા. જેથી રાત્રી વિતતાં સવાર થતામાં ઋષિ, રાજાઓ અને અન્ય સર્વ આવેલા લોકો ઉતાવળા સંગીત સાંભળવાની લાલસાથી રાજ્ય સભામાં ભરાવા લાગ્યા, આજે સભાની ખુબી ઓરજ હતી. રામચંદ્રજી રાજસિંહાસનપર બેઠા. ભરત, લક્ષ્મણ, શત્રુઘ્ન અને લંકાના યુદ્ધના સહાયક સુગ્રીવ, વિભીષણ વગેરે અનેક મિત્રો પોતાને ઘટતા આસન પ્રમાણે ડાબા જમણી બેસી ગયા. કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, ઉર્મિલા, માણ્ડવી, શ્રુતકીર્તિ વગેરે રાજ પરિવારની સ્ત્રીઓ અરૂંધતી વગેરે ઋષિ પત્નીઓની સાથે પૃથક્ પૃથક્ સ્થાનમાં બેઠી હતી.

આ પ્રમાણે રાજસભામાં એકત્ર થયેલા સર્વ માણસો રસિક કાવ્ય અને સુકોમળ ગાયકોની માંહોમાંહે ચર્ચા કરતા, અને આતુરપણે તેમના આવવાની વાટ જોતા હતા. એ સમયે મહર્ષિ વાલ્મિકી, લવ-કુશને સાથે લઇ સભા મંડપના દરવાજા આગળ આવ્યા. તેમને જોતાં મંડપમાં ભારે કોલાહલ મચી રહ્યો. જેમણે પહેલે દિવસે લવ-કુશને જોયા હતા. તેઓ આંગળીવડે પોતાની પાસે બેઠેલાઓને બંને ભાઇઓનું ઓળખાણ આપતા હતા.

વાલ્મીકિ સભામાં આવવાથી મંડપમાં બેઠેલા સભાસદોએ ઉભા થઇ તેમનું સન્માન કર્યું. મહર્ષિ અને તેમના બન્ને શિષ્યોને માટે ઈલાયદું આસન રાખવામાં આવ્યું હતું. તે પર તેઓ બેઠા. સર્વ સભા આતુર ચિત્તથી સંગીત સાંભળવા માટે તત્પર હતી. જાણે કયારે સંગીતારંભ થાય !

વાલ્મીકિએ સભાની ચારે તરફ જોઇ કહ્યું. મહારાજ ! સર્વ સભા કાવ્ય સાંભળવા આતુર બની ગઇ છે, જેથી આપ આજ્ઞા કરો તો શરૂઆત થાય. ત્યારપછી રામચંદ્રની આજ્ઞા થતાં, લવ-કુશ વીણા સાથે ગાવા લાગ્યા. વાલ્મિકીએ પહેલેથી સુચન કર્યું હતું કે રામાયણમાં જ્યાં જ્યાં રામ અને સીતાના પ્રેમાનુરાગનું વર્ણન વધારે હોય ત્યાં ત્યાં વધારેમાં વધારે હાવભાવ બતાવી તેની અધીકતા સાબીત કરી આપવી. તેમના કહેવા પ્રમાણે થોડો વખત આમ ગાવામાં આવ્યું કે જેથી રામનું હૃદય પાણી પાણી થઇ ગયું અને આંખોમાંથી અશ્રુ ઝરવા લાગ્યાં. રામ આ બન્ને ભાઇઓને જેમ વધુ વખત જોતા તેમ તેમના મનમાં એવી તો દૃઢ માન્યતા થવા લાગી કે જરૂર આ સીતાના પુત્ર હોવા જોઇએ. ભરત,

લક્ષ્મણ અને શત્રુઘ્ન પણ તેમના અંગોની રચના રામના અંગોને મળતી આવવાથી મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યા. તે સિવાય અન્ય સભાજન સમસ્ત એકી અવાજે કહેવા લાગ્યા 'કેવા આશ્ચર્યની વાત ! આ બન્ને ઋષિકુમાર તો રામચન્દ્રની પ્રતિમાજ માલુમ પડે છે. જો વેશ અને ઉમ્મરમાં ભેદ ન હોત તો રામ અને આ બન્નેમાં કંઇપણ વિલક્ષણતા જણાત નહિ. માનો ન માનો પણ રામ પોતેજ આ રૂપ ધરી કુમાર વયમાં ઋષિનો વેશ ધારણ કર્યો છે. આટલી ઉમ્મરમાં રામની જેવી આકૃતિ અને રૂપ લાવણ્ય દીસી આવતું, તેવુંજ આ બન્નેમાં સ્પષ્ટ જણાઇ આવે છે. સભાના સર્વ મનુષ્યો મોહિત અને અચલ ભાવથી એકચિત્તે સંગીત સાંભળતા તે બન્નેનું રૂપ જોઈ રહ્યા.

ત્યારબાદ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું. 'વત્સ ! આ ઋષિકુમારોને તુરતજ સહસ્ર સુવર્ણ સિક્કા ઇનામમાં આપો.'

આ સાંભળતાંજ તે બન્ને બાળકો વિનિત ભાવે કહેવા લાગ્યા. 'મહારાજ ! અમે તો જંગલમાં વસનારા છીએ, વિલાસ કે ભોગવિલાસ ચહાતા નથી. કેવળ ફળ ફુલ, કંદમૂળ ખાઇએ છીએ, અને ઝાડની છાલ-વલ્કલ પહેરાયે છીએ પછી અમોને સુવર્ણનું શું કામ ? અમોએ ભારે શ્રમ વેઠી આનંદની સાથે આપના ચરિત્રનો અભ્યાસ કર્યો હતો. તે આજે આપની સમક્ષ સંભળાવી અમારો યત્ન સફળ કર્યો છે. તે સાભળી પ્રસન્ન થયા તેથી અમોને સર્વ મળી ચૂક્યું છે." આમ બાળકોની હોંશિયારી અને નિસ્પૃહતા જોઇ સર્વ વિસ્મય પામ્યા.

લવ-કુશને જોઇ કૌશલ્યાના મનમાં ખાતરી થઇ ગઇ કે નક્કી તે સીતાનાજ પુત્ર છે. જેથી તે ખરેખરાં વ્યાકુળ બન્યાં; અને નિશ્વાસ નાંખતાં 'હા પુત્રી જાનકી !' બોલતાં મૂરછા ખાઇ ભૂમિપર પછડાઇ ગયાં.

આ જોઈ સર્વ લોકો ગભરાઇ ગયા અને મહા પ્રયત્ને શુદ્ધિમાં આણ્યાં. થોડીવારમાં તો સંગીત સાંભળી સર્વના હૃદયમાં સીતાનો શોક એવો ભરાઇ ગયો કે સર્વ બેચેન બની આંસુઓની ધારાઓ વહેવડાવા લાગ્યા, અને રડી રડીને ડુસકાં લેવા લાગ્યા. કૌશલ્યા અધીરાં અને ગાંડા જેવાં બની કહેવા લાગ્યાં. તે બન્ને બાળકોને મારી પાસે કોઇ લાવી આપો. હું ખોળામાં લઇ તેમનાં મોં ઉપર ચુંબન કરીશ. તે મારી જાનકીના બાળક છે. તેમને જોઇ મારો પ્રાણ અધિરો બને છે, તમે કોઈ જઈ તેઓને મારી પાસે લાવો. નહિતર હું હવે જાઉં છું. એક વખત તેમને મારી ગોદમાં રાખી સુવાડીશ જેથી મારો જાનકી પ્રત્યેનો શોક કંઇક ઓછો થશે. જુઓ તેમના શરીરમાં મારા રામ અને જાનકીના અંગોની નિશાનીઓ દેખાય છે. તેઓ સભામાં આવતાવાર કોઇએ મારા કાનમાં કહ્યું હતું કે આ બન્ને તમારા રામના વંશજ છે ત્યારથી મારા જીવમાં તેમને માટે ગભરાટ થયા કરે છે. હું બાર વર્ષથી સીતાને ભૂલી ગઇ હતી. પરંતુ આ બાળકોને જોતાં સીતા પ્રત્યેનો નવો શોક ઉત્પન્ન થાય છે. હા વત્સે જાનકી ! તું ક્યાં છે? તારી શી દશા છે? હજી સુધી જીવીત છે કે આ પાપી સંસારને છોડી ચાલી ગઇ છે, તે કંઈ માલુમ નથી. આટલું બોલી ફરીથી કૌશલ્યા મૂર્છાવશ થયાં. બધાંએ ફરીથી યત્ન કરી શુદ્ધિમાં આણ્યાં તે વખતે અધિરાં બની કહેવા લાગ્યાં. હજી

સુધી તે બાળકને મારી પાસે નથી લાવ્યા? જો ન બોલાવી લ- વાય તેમ હોય તો લક્ષ્મણને જઇ મારા તરફથી કહો, જેથી તે તેમને લાવી મારી ગોદમાં બેસાડશે.

કૌશલ્યાની આવી અધિરતા અને આતુરતા જોઇ અરૂંધ- તીના કહેવાથી એક દાસીએ જઇ લક્ષ્મણને સર્વ બીનાથી વાકેફ કર્યો. અને કૌશલ્યાનો અભિપ્રાય જણાવ્યો. લક્ષ્મણે ચતુરાઇથી તે દિવસે સંગીતનું કાર્ય બંધ રખાવ્યું, અને સભા બરખાસ્ત કરાવીને લવ-કુશને લઇ, કૌશલ્યા પાસે ગયા. કૌશલ્યાએ બન્ને ભાઇઓને ખોળામાં લઈ તેમનાં મુખ વારંવાર ચૂમ્યાં અને એક- દમ 'હા વત્સે જાનકી? તું કયાં ગઇ?' આટલું બોલી વ્યા- કુલ બની લાંબા સાદથી રડવા માંડી પડયાં. સુમિત્રા, ઉર્મિલા વગેરે સર્વ રોવા કકળવા અને પસ્તાવા લાગ્યાં. આ બધું જોઇ લવ-કુશ તો ઠુમકી ગયા.

કેટલીક વારે શોકાવેગને રોકી સંદેહ દૂર કરવા સારૂ, કૌ- શલ્યાએ બાળકોને પુછયું. 'તમારા માતપિતાનું નામ શું છે?' તેઓએ વિનયપુર્વક પોતાનાં નામ જણાવ્યાં અને કહ્યું કે અમારા પિતાનું નામ અમો જાણતા નથી. તેમજ તેમને જોયા સરખા નથી, અમારે મા છે. તે તપસ્વિની છે પરંતુ તેનું નામ અમે એક પણ દિવસ સાંભળ્યું નથી. કોઇએ અમાને જણાવ્યું નથી, તેમજ અમે બન્નેએ કોઇને પુછયું પણ નથી અમે મહર્ષિ વા- લ્મિકીના શિષ્યો છીએ. તેમના તપોવનમાં અમે ઉછરીને વિદ્યા સંપાદન કરી છે. કૌશલ્યાએ વ્યાકુળપણે આ સાંભળી લીધું. જેથી તેમનો સંશય કંઇક અંશે ઓછો થયો, પરંતુ તેમના છ-

વને તેથી શાંતી વળી નહિ. તેથી ફરીથી પુછયું 'તમારી મા કેવી છે?' બાળકોએ તેની આકૃતિનું બરાબર વર્ણન કર્યું. તે વખતે સર્વના મનમાં દઢ વિશ્વાસ થયો કે આ બાળકો સીતાના પુત્રો છે, અને તેથી ફરીને કૌશલ્યા વગેરે સર્વ રાજ કુટુમ્બની સ્રીઓનો શોકસાગર અત્યંત વેગથી ઉભરાઇ આવ્યો.

ફરીથી કૌશલ્યાએ થોડી વારે પુછયું.—' તમારી મા કેવી છે?' તે બોલ્યા 'અમે તો તેને જીવતાં મરેલા જેવી બેઇએ છીએ, વિશેષમાં તો જે પ્રકારે તે દિવસે દિવસે સૂકાતી-ગળતી જાય છે તે પરથી તો માલુમ પડે છે કે તે વધુ વખત જીવી શકશે નહિ.'

લવ-કુશની વાતો સાંભળી સર્વ સ્રીઓ એટલું બધું કલ્પાંત કરવા લાગી કે જેની અવધિ નહિ. કૌશલ્યાએ કંઈક ધીરજ રાખી પુરેપુરી રીતે સંદેહ દૂર કરવા માટે લક્ષ્મણને કહ્યું. બેટા! તું એક વખત મહર્ષિ વાલ્મિકીને અહીં બોલાવી લાવ.' થોડી વારે જ્યારે વાલ્મિકીને સાથે લઇ લક્ષ્મણ રાં પાછા આવ્યા ત્યારે ભક્તિપુર્વક તેમને પ્રણામ કરી સન્માન આપી આસન પર બેસાડયા. બાદ કૌશલ્યાએ હાથ જોડી પુછયું-'ભગવન્! આપના આ બન્ને શિષ્યો કોણ છે, તે કૃપા કરીને જણાવશો.' વાલ્મિકીએ જે વખતથી લક્ષ્મણ, સીતાનો પરિત્યાગ કરી આવ્યા ત્યારથી તે આજ સુધીનું વૃતાંત કહી સંભળાવ્યું. અને રામે ત્યાગ કરવાથી સીતાની જે અવદશા થઇ તે સર્વ કહી બતાવ્યું આ બધું સાંભળતાં સર્વની આંખોમાંથી એટલાં બધાં આંસુ પડવા લાગ્યાં કે સર્વની છાતી પણ ભીંજાઈ ગઇ. કૌશલ્યા શોકથી અ-

ત્યંત વ્યાકુળ બની—"હાય ! પુત્રી જાનકી ! વિધાતાએ તારા ભાગ્યમાં આટલાં દુઃખ લખ્યાં હતાં?" આમ કહી કહી વિલાપ કરવા લાગ્યાં. સીતા હજી સુધી જીવીત છે અને લવ–કુશ તેના પુત્રો છે એ બાબતમાં જરા પણ સંદેહ રહ્યો નહિ.

આટલા દિવસે પોતાની જાતનું ઓળખાણ થવાથી લવ–કુશના મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના અનિવર્ચનીય ભાવ ઉત્પન્ન થયા. વાલ્મીકિએ તેમને કહ્યું:—"વત્સ, લવ અને કુશ! દાદી અને કાકીઓને પ્રણામ કરો." તુરતજ એ બન્નેએ કૌશલ્યા, સુમિત્રા કૈકેયી, ઉર્મિલા, માણ્ડવી અને શ્રુતકીર્તિના પગ આગળ નમી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. બાદ મહર્ષિએ કહ્યું.—તમે રામાયણમાં લક્ષ્મણ નામના જે મહાપુરૂષની કીર્તિ અને ગુણ શીખ્યા છો, તે આ તમારા બીજા કાકા લક્ષ્મણ છે." લક્ષ્મણ નામ સાંભળતાંજ બન્નેએ નરી આંખે પગથી તે માથા સુધી જોતાં જોતાં શુદ્ધ ભક્તિ વડે તેમના ચરણોમાં શિર નમાવ્યું.

આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થતાં કૌશલ્યાએ લક્ષ્મણને કહ્યું. 'વત્સ ! તું જલદી જઇ રામ અને વસિષ્ઠજીને અહીં બોલાવી લાવ.' તેમના કહેવાની સાથે થોડા વખતમાં રામ અને વસિષ્ઠને સાથે લઇ લક્ષ્મણ ત્યાં આવી પહોંચ્યા. આંખોમાંથી આંસુ સારતાં ગદ્ગદ્ કંઠથી કૌશલ્યાએ તેમને લવ–કુશનો સત્ય પરિચય કરાવ્યો, અને જણાવ્યું કે આદ્યપર્યંત સીતા જીવતી છે. લવ–કુશ સબંધી રામચંદ્રના મનમાં જે સંદેહ હતો, તે તરત દૂર થયો. આંસુઓથી તેમની છાતી ભીંજાઇ ગઇ. તેઓ લવ–કુશને વાત્સલ્ય પ્રેમથી જોઇ રહ્યા. બાદ કૌશલ્યાએ સીતાને પુત્રો સાથે પાછા બોલાવવાનો ઠરાવ કર્યો. રામ આ સાંભળી શાન્ત

થવાથી સંમતિનું સૂચન સમજી કૌશલ્યાએ, સીતાને બોલાવવાની વાલ્મીકિને પ્રાર્થના કરી.

વાલ્મીકિએ પોતાના રહેઠાણ પર જઈ કૌશલ્યાએ મોકલેલી પાલખીની સાથે પોતાના એક શિષ્યને મોકલ્યો, અને તેને કહ્યું કે તું આ પાલખીમાં સીતાને બેસાડી પાછો સાથે સાથે અહીં આવ.

ધીમે ધીમે આ વાતની યજ્ઞમાં આવેલા સર્વ માણસોને જાણ થઇ, કે રામાયણ ગાનારા વાલ્મીકિના શિષ્યો રાજા રામચંદ્રજીનાજ પુત્રો છે. સીતાનો ત્યાગ કર્યા પછી આ છોકરાઓએ વાલ્મીકિના આશ્રમમાં જન્મ લીધો છે. સીતા હજી જીવતાં છે. રાજા ફરીથી તેમને પાછાં બોલાવી પાસે રાખવાના છે, જેથી તેમને બોલાવવા માટે માણસ મોકલ્યો છે. આ સમાચાર સાંભળતાં ઘણાઓને આનંદ થયો, પરંતુ કોઇ વાત કરવા લાગ્યા કે 'અમારા રાજાનું મન કેવું ચંચળ છે!' જાનકીને ફરી બોલાવવાં હતાં, તો તેમનો ત્યાગ કરવાની શી જરૂર હતી? અરે! જે પહેલાં જાનકી હતાં—તે આજે પણ છે. પહેલાં જે કારણથી તેમનો ત્યાગ કર્યો, તે કારણ અત્યારે પણ હયાત છે. મોટા માણસોની રીતભાત કંઇ સમજમાં આવતી નથી. સીતાને પુનઃ ગ્રહણ કરવાનો નિશ્ચય રામે કરી દીધો હતો, પરંતુ માંહોમાંહે થતી આ પ્રમાણેની વાતો ઉડતી ઉડતી તેમના કાને પણ પહોંચી હતી તે વખતે તેમનું મન વિહ્વલ બની ચૂકયું તેમણે વિચાર્યું હતું કે હવે જાનકીને બોલાવવાથી પ્રજા કંઇ નિંદા કરશે નહિ, પણ હજી સુધી પ્રજાના મનમાંથી સીતાના ચારિત્રને માટે સંદેહ દૂર નથી થયો; તેમ જાણી રામ ખેદરૂપી સમુદ્રમાં ડૂબી ગયા. અને શું કરવું તે વિચારમાં મૂઢ બની લક્ષ્મણને બોલાવી આ બાબતમાં

સલાહ માગી. કેટલોક વાદવિવાદ થયા પછી નિશ્ચય કર્યો કે એકત્ર થયેલા સર્વ જનસમુહની સમક્ષ સીતા પોતાનો શિયળતા સાબીત કરી આપે તો રામ તેમને પુનઃ ગ્રહણ કરશે. રામના કહ્યા પ્રમાણે લક્ષ્મણે આ નિશ્ચય વાલ્મીકિને કહી સંભળાવ્યો.

લક્ષ્મણની આ વાત સાંભળી વાલ્મીકિ ઝટપટ રામની પાસે આવ્યા અને સીતા સર્વ પ્રકારે શુદ્ધાચારિણી છે તે વાત જુદી જુદી રીતે સમજાવવા લાગ્યા. રામે કહ્યું "ભગવન્! સીતાનું ચરિત્ર શુદ્ધ છે. તેમાં મને જરા પણ સંદેહ નથી. પરંતુ રાજ્યભાર ઉપાડી હું તો કેવળ પરાધીન બની ગયો છું. શાસ્ત્રાનુસાર આપ–ઋષિઓ ઉપદેશ કરો છો કે જીવ આપીને પણ પ્રજાને પ્રસન્ન કરવી જોઇએ. તે કારણથી આ બાબતમાં બેદરકાર બનવાથી આ લોકમાં નિંદાઇ મર્યા બાદ નરકવાસી થવું પડે છે." પ્રજાના મનમાં સીતાના ચરિત્ર સંબંધી ભારે સંદેહ પેદા થયો છે. તો સંશયનો નાશ ન થઇ શકવાથી કેવી રીતે સીતાને પાછી રાખી શકું, તે આપ જણાવશો. મેં જ્યારથી સીતાનો ત્યાગ કર્યો ત્યારથી સર્વ સુખોને છોડી દીધાં છે, હજી સુધી કેમ જીવી શકું છું. તે કહી શકતો નથી, અચકાતાં અચકાતાં મારે સીતાનો ત્યાગ કરવો પડયો છે મેં એક વખત નિશ્ચય કર્યો હતો કે ભલે પ્રજા અસંતુષ્ટ થાય છતાં સીતાને ગ્રહણ કરવામાં પાછી પાની કરીશ નહિ–મોઢું મરડીશ નહિ, પરંતુ તેથી રાજધર્મનું પાલન થતું નથી. તેથી કરીને તે સાહસ કરી શકતો નથી. કોઇ કોઇવાર વિચારતો કે કંઇ નહિ તો પછી ભરતને રાજ્ય કારભાર સોંપી હું રાજકાર્યથી અલગ બનું, જેથી ફરીથી જાનકીને ગ્રહણ કરવામાં કોઇ જાતનો વાંધો

નડે નહિ. આખરે બહુબહુ વિચારી સમજી આ ઉપાયને આધિન થવું ઉચિત માન્યું છે. મેં એ પ્રકારનો નિષ્ઠુર વ્યવહાર જાનકી સાથે આદર્યો છે કે તેથી જરૂર મેં ભારે પાપ કર્યું છે. આ જન્મમાં હંમેશ દુઃખ ભોગવતું જીવન ગાળવા માટેજ હું આ નરલોકમાં જન્મ્યો હતો, હું આ સમયે જે ભયંકર દુઃખ ભોગવી રહી છું. તે તો મારો અંતરાત્માજ જાણે છે, જો હું આ ક્ષણે મરણ પામું તો સમજીશ કે મારું રક્ષણ થયું છે !

આમ કહી રામ ઘણા વ્યાકુળ બની, ન રોકી શકાય તેવાં આંસુ પાડવા લાગ્યા. થોડી વારે ચિત્તને કંઇક શાન્ત કરી, હાથ જોડી વિનય ભર્યા વચનોથી વાલ્મિકીને કહેવા લાગ્યા. 'ભગવન્? આપને મારી એજ પ્રાર્થના છે કે સીતાના આવ્યા પછી આપ તેને આપની સાથે સભામંડપમાં લાવશો અને દયા કરી તેને ગ્રહણ કરવા માટેની સર્વની સંમતિ મેળવશો. જો સર્વની સંમતિ તેને ગ્રહણ કરવા માટે હશે તો હું જરૂર મારી પાસે રાખીશ. સર્વ સંમત ન બને તો તેણે એવું પ્રમાણ આપવું પડશે કે જેથી પ્રજા વર્ગનો સંદેહ દૂર થાય; જેથી જરા પણ સંદેહ રહેવા પામે નહિ.

લાચારીથી રામની વાત વાલ્મિકીએ સ્વીકારી અને ઉદાશીન મોઢે પોતાના સ્થાનકે ગયા.

× × × × ×

આ તરફ કૌશલ્યાની મોકલાવેલી પાલખી જોઇ, અને મહર્ષિએ મોકલાવેલ શિષ્યના મોઢાની આજ્ઞા સાંભળી, સીતા મનમાં ને મનમાં કહેવા લાગ્યાં કે જરૂરથી આટલા દિવસોએ ભગવાને મારા પર દયા કરી મારાં દુઃખ દૂર કર્યાં. જ્યારે સાસુજીએ

પાલખી મોકલાવી છે ત્યારે તો હું જરૂર ઘરમાં રહેવા પામીશ એમાં સંદેહ નથી.

મારી ડાબી આંખ વારંવાર ફરકે છે. હું આર્યપુત્રનો સ્નેહ, દયા અને મમતાની હાલત જાણું છું. ન છુટકે તેમણે દીલગીર બની મારો ત્યાગ કર્યો છે. તેમના છૂટા થવાથી હું જેવી બેહાલ છું, તેવાજ તે મારા વિરથી દુઃખી થતા હશે એમાં કંઇ સંદેહ નથી. જો મારા ઉપરથી તેમનો સ્નેહ કંઇપણ ઓછો થયો હોત તો તે પુનર્વિવાહ કરતાં આચકો ખાત નહિ. તેમણે ધર્મભાગી-નીના ઠેકાણે મારી સુવર્ણમૂર્તિ સ્થાપી સ્નેહની પરાકાષ્ઠા બતાવી છે, અને મારાં સર્વ દુઃખ દૂર કર્યા છે મારા ભાગ્યમાં ફરીથી તેમના સહવાસનું સુખ લખ્યું હશે, તેવું મેં સ્વપ્ને પણ વિચાર્યું ન હતું.

આ પ્રમાણે કહેતાં કહેતાં જાનકીની આંખોમાંથી આનંદનાં આંસુ નીકળી પડયાં, તેમના શરીરમાં પ્રથમ કરતાં સોગણું બળ આવ્યું, અને ચિતમાં સ્ફુર્તિ અને ઉત્સાહ ઉભરાઇ આવ્યા. મને ફરીથી ગ્રહણ કરવામાં આવી, તેવી ધારણાથી તેમના હૃદયમાં અત્યંત આનંદની ધારાઓ વહેવા લાગી. આશાને આશ્વાસન આપનારી શક્તિની સીમા રહી નહિ. આશામાં લીન બની મનમાં કેવી કેવી કલ્પનાઓ કરવા લાગ્યાં. રામનો સમાગમ થતાં જે સુખ મળવાનું છે તે સર્વ પોતાના ચિત્રપટ પર રજુ કરવા લાગ્યાં. અને તે સાચું માની ઘણો આનંદ મેળવવા લાગ્યાં.

"એક વખત તેમને જણાયું કે તે રામની સામે ગયાં છે, રામ લજ્જાને લીધે તેના સામું મોં ઉંચું કરી વાત કરી શકતા

નથી. કોઇવાર એવું માલુમ પડતું કે રામ આંસુ ભરી આંખોથી પ્રેમપૂર્વક સ્નેહ સંભાષણ કરી રહ્યા છે છતાં પોતે બોલતાં નથી, અભિમાનમાં ફૂલાતાં ઉભાં રહ્યાં છે, એક વખત તેમને એવું સમજાયું કે પ્રથમ સમાગમથી બન્ને જડ જેવાં બની ગયાં છે, અને એકી ટસે એક બીજાના મોં સામુ જોઇ રહ્યાં છે. બીજી ક્ષણે એમ માલુમ પડતું કે જાણે બન્ને એક આસનપર બેસી પરસ્પર લાંબા વખતના વિરહ દુઃખનું વર્ણન કરી રહ્યાં છે. તે વાતોને વાતોમાં જાણે આખી રાત વીતી જાય છે. એક વખત તેમને એવો ભાસ થયો કે જાણે તે સાસુઓની પાસે જઇ તેમના ચરણ ચાંપવા લાગ્યાં, તેઓએ સજળ આંખોથી તેમનું મોઢું ચૂમ્યું, અને તેમનાં હાડકાં રહેલાં જોઇ શોકથી દીલગીર થવા લાગ્યાં. બીજીવાર એવો ભાસ થયો કે સાસુઓ પાસે બેસી તેમના પ્રશ્નોનાં ઉત્તર પોતે આપી રહ્યાં છે. તે વખતે પોતાના દીયરો ત્યાં આવી પહોંચ્યા અને આંખમાં આંસુ લાવી ગદ્દગદ્દ વચનોથી 'ભાભી!' કહી તેમને 'પ્રણામ' કર્યો છે, એક વખત એવું જાણ્યું કે પોતાની બ્હેનોએ આવી તેમને પ્રણામ કર્યો છે, એક વખત એવુ જાણ્યું કે પોતાની બ્હેનોએ આવી તેમને પ્રણામ કર્યો અને પરસ્પર જોવાથી તેમનો શોક પ્રવાહ એટલો બધો વધી પડયો કે જેથી બોર બોર જેવડાં આંસુ પાડવા લાગ્યાં. બીજી તરફ તેમને એવુ માલુમ પડયું કે પોતાના વતીથી સાથે બેસાડવામાં આવેલી સોનાની પ્રતિમા ઉઠાડી પોતે રામના ડાબા પડખે બેઠાં છે, અને યજ્ઞ ક્ષેત્રમાં ધર્મભાગીનીનું કાર્ય કરી રહ્યાં છે."

આ પ્રમાણે મનની કલ્પનાઓનો અનુભવ કરતાં કરતાં આનંદથી જાનકીનાં રોમે રોમ ખડાં થયાં પાલખીમાં બેઠી બીજે દિવસે સંધ્યાકાળે નૈમિષારણ્યમાં જઇ પહોંચ્યાં.

× × × ×

વાલ્મિકીએ કહ્યું:—પુત્રી ! રાજા રામચંદ્ર તને ગ્રહણ કરવામાં સંમત થયા છે. કાલે જે વખતે સભા મંડપમાં તે સર્વ બેઠા હશે તેમની રૂબરૂમાં તને રામના હાથમાં સોંપી દઇશ. વાલ્મિકીના મનને દૃઢ વિશ્વાસ હતો કે જયારે હું સીતાને ફરીથી ગ્રહણ કરવાની પ્રાર્થના કરીશ તે વખતે કોઇ પણ આડે આવવાનું સાહસ કરશે નહિ; તથા તેને શુદ્ધાચારિણીની પરિક્ષા આપવી પડશે તે વાતની જાણ સીતાને કરી નહિ. બાદ વાલ્મિકીના કહ્યા ઉપરાંત જાનકી એકલી બેઠી હતી ત્યાં લવ-કુશના મોઢે સર્વ વાત સાંભળી, અને પોતાને ગ્રહણ કરવાની બાબતમાં સર્વ સંદેહ દૂર થયો. આનંદથી અધીરાં બની ઘડીએ ઘડીએ પ્રાતઃકાલ થવાની રાહ જોવા લાગ્યાં. આખી રાત તેમને ઉંઘ આવી નહિ.

રાત્રી પુરી થતાં પ્રાતઃ થતાની સાથે મહર્ષિ વાલ્મિકી સ્નાન, સંધ્યા કરી સીતા, લવ અને કુશને લઇ શિષ્યો સાથે સભામંડપમાં આવ્યા. સીતાને લાકડાં ને ચામડીનું ખોખું જોતાં રામનું હૃદય ફાટવા લાગ્યું. ઘણાં કષ્ટથી પોતાના શોકાવેગને રોકી શકયા અને કોણ જાણે પ્રજા આજે કેવી રીતે વર્તે છે તે ચિંતામાં ડૂબી જઇ અંત્યત વ્યાકુળપણે સમય વિતાડવા લાગ્યા. સીતાની અવસ્થા જોઈ સર્વના અંતઃકરણમાં કરૂણા ઉપજી. વાલ્મિકી આસનપરથી ઉતરી ઊંચા સાદથી કહેવા લાગ્યા.

"આ સભામાં જુદા જુદા દેશના રાજાઓ, કોશલ રાજ્યના પ્રધાનો, પ્રજા અને અન્ય હજારો નાગરિકો તેમજ દેશ દેશના લોકો એકઠા થયા છો. તમોને એ વાત યાદ હશે કે રાજા રામચંદ્રે પાયા વિનાની લોક નિંદા સાંભળી અસ્થિર ચિત્ત બની કેવળ નિરપરાધ જાનકીનો પરિત્યાગ કર્યો છે. આ સમયે તમો સર્વને એ જણાવવા ઇચ્છું છું કે તેને પુન: ગ્રહણ કરવાની બાબતમાં આપ સર્વ ઉદાર મનથી સંમતિ દર્શાવો. જાનકી સંપૂર્ણ શુદ્ધાચારિણી છે તે બાબત કોઇ પણ માણસને રતીપુર સંદેહ હોયજ નહિ." !

આટલું કહી વાલ્મીકિ શાન્ત થયા. સભામંડપમાં અધિક કોલાહલ મચી રહ્યો. કેટલીકવારે રાજાઓ, પ્રધાનો અને મુખ્યોએ ઉભા થઇ હાથ જોડી કહ્યું. "અમે કપટ રહિત મનથી કહીએ છીએ કે રાજા રામચંદ્ર સીતા દેવીને પુન: ગ્રહણ કરે તો અમે સર્વ ઘણા પ્રસન્ન થઇશું." આ સિવાય અન્ય સાધારણ પ્રજાવર્ગ મોં બંધ કરી શાન્ત થઇ રહ્યા. રામ અત્યાર સુધી ભારે સંદેહમાં પડી વખત ગાળતા હતા. તે આ સમયે સ્પષ્ટ સમજી ગયા કે સીતાને ગ્રહણ કરવા માટે સર્વ સામાન્ય-સાધારણ પ્રજાવર્ગ રાજી નથી. તેથી તેઓ એકદમ મોં ઉતારી નાખી, સ્તબ્ધ, બુદ્ધિશુન્ય બની સ્થિર આંખોથી વાલ્મીકિ તરફ જોઇ રહ્યા.

વાલ્મિકી કેવળ ઉત્સાહરહિત, બની અન્ય ઉપાય ન હોવાથી સીતાને સંબોધી બોલ્યા. "પુત્રી! તારા ચરિત્રને માટે પ્રજાના મનમાં જે સંદેહ પેદા થયો છે, તે હજી સુધી દૂર થયો નથી.

જેથી તું સર્વ સન્મુખ તારા શિયળની સાક્ષીની આપી સત્ય પ્રમાણ બતાવી તે સર્વના મનના સંદેહ દૂર કર." !

સીતા વાલ્મિકીની જમણી બાજુ ઉભાં ઉભાં ઉભરાયલા હૃદયે હમણાંજ પોતાને રામ ગ્રહણ કરશે, તેવી ઇચ્છા કરી રહ્યાં હતાં. તે આ સાંભળી વજ્ર જેવાં બની જઇ, બેભાન બની વાયા ઝોડાથી ઉખડી પડે તેવી લતાની પેઠે જમીનપર પટકાઇ ગયાં.

માની આવી સ્થિતિ જોઇ ઘણા દુ:ખી થઇ લવ-કુશ મોટેથી રોઇ પડયા. રામ, અત્યાર સુધી લોકાનુરાગને લીધે ધૈર્ય રાખી રહ્યા હતા. તે સીતાને પૃથ્વીપર પડેલ જોઇ અને પુત્રોને ખુલ્લા મોટે રોતા સાંભળી લાંબો નિશ્વાસ નાખતા 'હાય ! પ્રિયા !' કહેતા વારમાં મૂર્છા પામી સિંહાસન પરથી ભૂમિપર પડયા. કૌશલ્યા શોકથી અત્યંત વિહ્વળ બની 'હા પુત્રી જાનકી !' કહેતાંજ મૂર્છા ખાઇ પડયાં. સીતાની બ્હેનો-દેરાણીઓ પણ અસહ્ય શોકથી વિહ્વળ બની 'હાય આ શું થયું ?' કહેતી કહેતી બેસખંધ રડવા લાગી. આ બધું જોઇ સભાજન સ્તબ્ધ થયા. તેમની બુદ્ધિ નાશ પામી, અને પુતળા જેવા બેસી રહ્યા. ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન શોકથી અત્યંત આંધળા બની ગયા છતાં ધૈર્ય રાખી રામને શુદ્ધિમાં લાવવાને પ્રયત્ન કરવા લાગ્યા. કેટલીક વારે તેમને ચૈતન્ય આવ્યું. વાલ્મિકીએ સીતાને શુદ્ધિમાં આણવા માટે ઘણા ઘણા પ્રયત્ન કર્યા પણ તેમનો સર્વ યત્ન નિષ્ફળ ગયો. તે સમજી ગયા કે સીતાની મનુષ્ય લીલા સંપૂર્ણ થઇ.

× × × ×

સીતાજી ઘણાં સુશીલ અને સરળ હૃદયવાળાં હતાં. તેમના જેવી પતિવૃતા સ્ત્રી કોઇએ જોઇ નથી કે સાંભળી નથી. તેમણે પોતાના પવિત્ર ચરિત્રથી પતિવૃતાની એવી પરાકાષ્ઠા બતાવી છે કે જેથી સમજાય છે કે વિધાતાએ પતિવ્રતા ધર્મનો ઉપદેશ આપવા દૃષ્ટાંત બતાવવા માટેજ સીતાને સરજ્યાં હતાં. તેમના જેવી સર્વ ગુણ સંપન્ન સ્ત્રી પૃથ્વી પર કોઇ પેદા થઇ નથી, અથવા તેમના જેવા સર્વ ગુણ પ્રાપ્ત થયા છતાં, સારા ગુણોથી અંકિત પતિ મળવા છતાં પણ કોઇ પણ સ્ત્રીએ તેમના સમુ દુઃખ ભોગવ્યું હોય એવું જણાતું નથી કે ઇતિહાસમાં વાંચવામાં આવ્યું નથી. इत्योम् ॥

સમાપ્ત.

## પ્રદર વિનાશક ઓફિસની પ્રસિદ્ધિ પામેલી અમૂલ્ય દવાઓ

**શક્તિ સંજીવન ગુટિકા**—(પુરૂષોની ખાસ દવા). બગલઘાત મુખઘાત, સ્વપ્નઘાત તથા પેશાબમાં જતી ધાત દવા લેતાની સાથે અટકે છે; અને મગજની ચકરી, કમરનો દુખાવો, યાદશક્તિની મંદતા, અજીર્ણ, બંધકોશ, ચહેરાની ફીકાશ આ તમામ દરદોનો નાશ કરી નિરવિર્ય થયેલાને પુરૂષાતનમાં લાવે છે. શરીરમાં લોહી ને ધાતુ વધારી સશક્તિ ને બળવાન બનાવે છે. કિંમત શીશી ૧ ના રૂ. ૧–૪–૦.

**નેત્રાંજન ગુટિકા**—આંખમાં પડેલ ફુલ, પાણી ગળતું, દુખતી આંખ, ઝામર, મોતીઓ, રતાંધળ, આંખની રતાશ ઝાંખ તીમર, વગેરે આંખનાં તમામ દરદો ઉપર સચોટ અસર કરે છે. આવેલા ચશ્મા વાળાને દવા આંજવાથી ચશ્માની જરૂર રહેતી નથી. કિંમત શીશી રૂ. ૧–૦–૦.

**પ્રદર વિનાશક**—(સ્ત્રી વર્ગની ખાસ દવા). સફેદ પ્રદર, લોહીવા, અનીયમીત રૂતુશ્રાવ, પેડુ, કમરનો દુખાવો, હીસ્ટીરીયા, સુવારોગ, જીર્ણ જવર, હાથે પગે અને પેસાબમાં કળતર, છાતીમાં દાહ, ગર્ભ ન રહેવો, ગર્ભાશયનો સોજો વીગેરે તમામ દરદો મટાડી ગર્ભધારણ કરવા માટે આ એક અકસીર અને સ્વાદીષ્ટ દવા છે. બાટલી ૧ ની કિંમત રૂ. ૨–૮–૦.

**પ્રમેહ રિપુ**—ગમે તે પ્રકારનો પ્રમેહ—પીસાબમાં બળતરા, રસી, ... ર ધાતુનું જવું, વારંવાર પીસાબ થવો, આગ બળવી, ચાંદી, ... પીસાબનો બંધકોષ વિગેરે તમામ દરદોનો જડમુળથી નાશ કરી ... ય જીવન બક્ષે છે. કિંમત બાટલી ૧ ના રૂ. ૨–૦–૦.

દરેક દવાની બાટલી વી. પી. પોસ્ટેજ ખર્ચ ૦–૫–૦ પડશે સ્ત્રી ઉપયોગી પુસ્તક મફત મંગાવો. સોલ એજન્ટ:–

મેનેજર પ્રદર વિનાશક ઓફિસ ખંભાત,–(૧૧) જી. ખેડા.

